# SAMUEL MORRIS

## (PRINCE KABOO)

# શમૂએલ મોરિસ

## એક ભક્તિમાન કુંવર

આત્માએ જન્મેલો

આત્માએ દોરાએલો

આત્માએ તારેલો

કિંમત ૬ પાઈ

# SAMUEL MORRIS

# (Prince Kaboo)

BY

**Rev. T. C. Reade, M. A., D. D.**

ગુજરાતી અનુવાદક

**મિ. વિશ્રામ એમ. ખંભાતા**

ગુજરાતના ખ્રીસ્તી ધર્મપુસ્તકપ્રસારક મંડળને સારૂ
આઇ. પી. મિશન પ્રેસ, સુરતમાં આર. એસ. ડીકીએ
છાપ્યું તથા પ્રસિદ્ધ કર્યું.

આવૃત્તિ ૧લી] [પ્રત ૩૦૦૦

૧૯૩૦

# ભાષાંતર કરનારના બે બોલ

આ નાનું રસિક પુસ્તક લગભગ પાંચ વરસ ઉપર એક મિશનેરી સાહેબે મને વાંચવા સારૂ આપ્યું. તેમાં જે હબસી છોકરાની વાત છે તે ખરેખર ગમે તેવા પાષાણ હૃદયના અંતઃકરણ ઉપર છાપ પાડયા વગર રહે તેમ નથી. શમૂએલ મોરિસના જેવું જીવન આજકાલ સમાજના આગેવાનોમાં પણ શોધ્યું મળી શકે એમ નથી. એક મિશનેરીને મેં આ પુસ્તક વાંચવા આપ્યું. તે વાંચ્યા પછી તે સાહેબ મારી પાસે આવ્યા ને કહ્યું, "વિશ્રામભાઇ, એ નાની ચોપડી વાંચતાં વાંચતાં હું બે વખત રડી પડયો."

હું એવી ઉમેદથી આ પુસ્તક ગુજરાતીમાં ઉતારૂં છું, કે આ હબસી છોકરાનું જીવનચરિત્ર વાંચી તેના જેવું જીવન આપણું થાય માટે પ્રભુની મદદ માગીએ, ને આ છેલ્લા કાળમાં પવિત્ર આત્માથી ભરપૂર જીવન ગાળવા શક્તિમાન થઈએ. રેવ. ડી. પી. મકવાણાની કીમતી મદદ માટે હું તેમનો આભાર માનું છું.

પ્રભુમાં તમારો સાથી,

**વિશ્રામ એમ. ખંભાતા**

૧૨–૪–૧૯૩૦,

વલસાડ, જી. સુરત.

# શમૂએલ મોરિસ, એક ભક્તિમાન કુંવર

આજ્ઞાંકિત, આતુર અને ભરોસો રાખનાર કોઈ માણસ ઇશ્વરને મળી આવે છે, ત્યારે તે માણસમાં અને તે માણસની મારફતે ઇશ્વર કેવાં અજાયબ જેવાં કામો કરી શકે છે તે લોકોને જણાવવું એટલોજ મારો હેતુ આ નાનું વૃત્તાંત લખવામાં છે. બાળપણનો સાદો વિશ્વાસ આપણામાં રહ્યો નથી, અને એ આપણા અવિશ્વાસને લીધે ઇશ્વર આપણામાં ઘણાં પરાક્રમી કામો કરી શકતો નથી એવો મને ભય રહે છે. અમુક કામ કરવાનું ઇશ્વર શા માટે કહે છે એવો સવાલજ શમૂએલ પૂછતો નહિ; તેનો વિશ્વાસ અડગ હતો, અને જગતના બળવાનોને ગોથાં ખવડાવવા ઇશ્વર અબળોને પસંદ કરે છે, માટે તેણે પોતાનું પરાક્રમ શમૂએલ મોરિસમાં મૂક્યું.

મારૂં નામ અમર થશે એવો બેથાનીઆની મરિયમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય એમ મને લાગે છે. નામ અમર થવું એટલે શું તેજ તે જાણતી નહિ હોય. મારી એક સાધારણ ઝુંપડીની આજુબાજુ વસનારા પડોસીઓ મને ઓળખે અને તેમનો પ્રેમ હું મેળવી શકું, અને "જે ગુરૂ પધારે છે અને મને નામ દઈને બોલાવે છે," તેમના મુખમાંથી નીકળતાં વખાણમાં હું આનંદ માની શકું તો કેવું સારૂં, એટલીજ તેની અભિલાષા હતી. પણ મરિયમે જટામાંસીનું કીમતી અત્તર પ્રભુ ઇસુના પગોએ ચોળ્યું, અને આભારની લાગણીથી ઉભરાતાં આંસુઓ વડે તેમના પગ ધોયા અને પોતાના ચોટલાથી તે લુછ્યા, એટલાનેજ લીધે પ્રભુએ તેનું નામ અમર કરી દીધું. "હું તમને ખચીત ખચીત કહું છું, કે આખા જગતમાં, જ્યાં કહીં આ સુવાર્તા પ્રગટ કરાશે, ત્યાં આ સ્ત્રીએ જે કર્યું છે, તે એની યાદગીરીમાં કહેવામાં આવશે" (માર્ક ૧૪ ; ૯). અને તેણે કરેલા કામના બદલા તરીકે પ્રભુ ઇસુએ તેનું નામ અમર કર્યું એમ તો નથી, કેમકે પ્રભુ ઇસુના શબ્દોમાં જે ઉંડો અને અવિનાશી અર્થ હતો તેનો તો તેને કદાચ જરા પણ ખ્યાલ નહિ હોય, પરંતુ આપણે સઘળાં ઉમદા કાર્યોને માન

આપતાં, અને દરેક ઉમદા નમુનાને આગળ વધારતાં શીખીએ માટેજ તેમણે તેનું નામ અમર કર્યું.

જેના સંબંધી આ નાનું પુસ્તક લખેલું છે તે શમૂએલ મોરિસ જો આ વખતે જીવતો હોય ને મેં તેનું સાદું વિશ્વાસમય જીવનચરિત્ર જગતની આગળ મુકવાનો મારો ઇરાદો તેને જણાવ્યો હોય તો તે સાંભળીને તે બહુજ અજાયબ થયા વગર રહે નહિ. તે તેનું પ્રમાણિક શ્યામ મુખ મારી તરફ ફેરવે અને થોડી વાર સુધી વિચારમાં ગરક થઇ જાય, તેની મોટી આંખો સ્વર્ગ તરફ કરીને ધીમેથી માથું ધુણાવતાં એમજ કહે, કે "સાહેબ, ના, ના; લોકોને ગરીબ શમૂએલ મોરિસ સંબંધી કંઇજ ના કહો; પરંતુ તેમને પ્રભુ ઇસુ સંબંધી તથા પવિત્ર આત્મા સંબંધી કંઇક કહો."

વારૂ, શમૂએલ મોરિસ સંબંધી કહેતાં પ્રભુ ઇસુ સંબંધી તથા પવિત્ર આત્મા સંબંધી પણ તેમાં આવી જશે, કેમકે પવિત્ર આત્માની મારફતે પ્રગટ કરાએલ ઇસુ ખ્રિસ્તની મદદ વગર શમૂએલ મોરિસ કદિએ આબાદ અમેરિકાની એક ખ્રિસ્તી પાઠશાળામાં દાખલ થઇ શક્યો ન હોત, પરંતુ તેને બદલે આફ્રિકાના જંગલમાં એક ગુલામ તરીકે મરણ પામ્યો હોત. જે કોઇ પ્રભુ ઇસુના નામને હાંક મારે છે તેને દેશ કે રંગનો ભેદ રાખ્યા સિવાય તે બચાવે છે, તેને સર્વ મહિમા થાઓ. શમૂએલ મોરિસના ખ્રિસ્તી થયા અગાઉના જીવનવૃત્તાંતને માટે તેણે પોતે મને જે જે વાતો કહી છે તે ઉપરજ મારો સઘળો આધાર છે, તેમજ તે વૃતાંત બીજા કોઇ પાસેથી મળી શકે એમ પણ નથી. તેનાં માબાપ અને ઘરના ખેદજનક વિયોગથી તેના મનને જે વ્યથા થતી હતી તે બીજું કોઇ પણ જાણતું નહિ; વળી તેની અશક્ત ધ્રૂજતી પીઠ પર તેના ઘાતકી શેઠના જે સખત ફટકા પડતા હતા તે તેના સિવાય બીજું કોણ જાણી શકે? ઉપરાંત તેમાંથી તેનો અદ્ભુત છૂટકારો અને દરિયાકિનારે પહોંચીને તે ગુલામગીરીમાંથી મુક્ત થયો ત્યાં સુધી ઇશ્વરે અરણ્યમાં થઇને તેને કેવી ચમત્કારિક રીતે દોર્યો તે તેના સિવાય બીજા શી રીતે જાણી શકે? આ બધી વાતો તેણે વારંવાર મારી આગળ કહી સંભળાવી છે, અને આ પછીના વખતમાં તેણે જે રીતે જીવન ગાળ્યું તેને લીધે તે મારા મનમાં ચોંટી ગઇ છે. મને તો આ સાદે

કાળો છોકરો જોઈને રોજ અજાયબ લાગતું, તેમજ ઇશ્વરની અખૂટ દયાના એક દૃશ્ય ચમત્કારરૂપ તે હતો, તેને હું મારા ભાઈ સરખો ગણવા લાગ્યો, અને પહેલાં હું તદ્દન જાણતો ન હતો એવા વિશ્વાસના તથા સ્વાર્પણના મુદ્દા હું તેની પાસેથી શીખ્યો. તેનો આ લઘુ વૃતાંત લખતી વખતે હું એવો વિશ્વાસ રાખું છું, કે જેમ તેના સમાગમમાં આવવાથી મને તથા બીજા સેંકડો જણને આ જીવનમાં પુષ્કળ આશીર્વાદ મળ્યો છે તેવોજ આશીર્વાદ તે બીજા હજારોને પ્રાપ્ત કરાવી શકે. તે એક ગરીબ કાળો છોકરો હતો માટે તેને હસી કાઢશો નહિ. ખ્રિસ્તે તેના ઉપર પ્રેમ કર્યો ને તેને બચાવ્યો, અને સ્વર્ગના નિર્મળ પ્રકાશમાં તે આજે પ્રકાશે છે, અને હલવાનના લોહીમાં ધોવાએલાં તેનાં કપડાં એવાં તો ઉજળાં છે કે પૃથ્વીમાં કોઇ પણ ધોબી તેવાં ઉજળાં કરી શકેજ નહિ. એ બિચારાના કાળા શરીરને હલકું ના ગણશો, કેમકે પવિત્ર આત્માએ તેને પોતાનું મંદિર બનાવ્યું હતું.

શમૂએલ મોરિસ એક રાજકુંવર હતો. રાજકુંવર ઉપરથી ત્યાં એવું સમજવાનું નથી કે તેનો બાપ કોઇ મોટો રાજા હતો, કેમકે તે દેશમાં જો કોઇ પણ માણસ એક ગામડું વસાવે અને તેની પાસે જે માણસો આશ્રય લેવા તેમજ મિત્રતા અને રક્ષણ મેળવવા સારૂ જાય તેમના ઉપર તે હકુમત ચલાવી શકે, તો તે રાજા થઇ બેસે. કોઇ કોઇ વખતે તો આ નાના રાજાઓ કે સરદારોના રાજ્યમાં પચીસ પચાસ કે બસો પાંચસો માણસો હોય છે; અને મને લાગે છે કે તેઓ પોતે પણ તેમના ગોત્રના કે તેમની પ્રજાના મોટા રાજાઓના હાથ નીચે હોય છે. શમૂએલ મોરિસનો બાપ આવો એક નાનો રાજા હતો. પશ્ચિમ આફ્રિકામાં વસનાર "ક્રુ" નામે જાતના લોકોનો તે સરદાર હતો. શમૂએલ નાનો હતો તે વખતે બીજા એક આફ્રિકન ગોત્ર સાથે લડાઇ થઇ ત્યારે તે કેદ પકડાયો, અને જે નાના ગોત્ર ઉપર તે હકુમત ચલાવતો હતો તે લગભગ વેરણછેરણ થઇ ગયું. શમૂએલને ગુલામીમાં વેચવામાં આવ્યો અથવા બીજા શબ્દોમાં, એટલે તેના પોતાનાજ શબ્દોમાં કહીએ તો ખંડણીને માટે તેને પકડી જવામાં આવ્યો હતો, કેમકે તેને પકડનારાઓના કામમાં શમૂએલ આવે એમ નહોતું, પણ તેઓએ એવી આશામાં તેને કબજે કરી રાખ્યો કે

કદાપિ તેના લોકો કંઇ રકમ આપીને તેને છોડવી જશે. પછી પોતે અગીઆર વર્ષનો થયો ત્યાં સુધી શમૂએલ પાછો પોતાના ઘેર રહીને ઉછર્યો, તે ઉપરથી તે ધારતો હતો કે મારા લોક નાણાં ભરીને મને છોડવી ગયા હતા; પણ આ પછી ફરીથી તે લોકો શમૂએલને છાનામાના ઉપાડી ગયા, અને ફરીથી તેને નાણાંની જામીનગીરી તરીકે ગીરે રાખ્યો. આ તેની બીજી વખતની ગુલામગીરીની વાત તેને બહુ સારી પેઠે યાદ છે. તે કહે છે કે એક વખતે મારો બાપ ખંડણી ભરીને મને મુક્ત કરવા સારૂ આવ્યો હતો, પરંતુ તેની પાસે પુરતી રકમ નહિ હોવાને લીધે તે લાચાર હતો. તે કહે છે કે મારા બાપે જે નાણું આપવા માંડયું તેમાં હાથીદાંત, તાડના ગર (તાડફળાં) અને રબ્બર હતું, અને તે દેશનું તે મુખ્ય ચલણી નાણું હતું. આ ઉપરાંત તેના બાપે શમૂએલની નાની બેનને પણ આપવા માંડી, કારણ કે તે મૂર્તિપૂજકોના વિચાર પ્રમાણે તે છોકરી હોવાથી છોકરા કરતાં તેને ઓછી કિંમતી લાગી. શમૂએલે પોતાના બાપને વિનંતી કરતાં કહ્યું, કે "એ સોદો કરતા ના, કેમકે હું બેન કરતાં મોટો છું, માટે જે દુઃખ આવી પડશે તે હું તેના કરતાં વધારે સહન કરી શકું છું." બન્ને રાજાઓ એક મત થઇ શકયા નહિ, અને આખરે બિચારા શમૂએલને ગીરેજ રહેવું પડયું. આ પછી તો તેનું જીવન કાયમ દુઃખનું હશ્ય થઇ પડયું.

જે રાજાએ તેને કેદ રાખ્યો હતો તેણે એવો નિશ્ચય કર્યો કે મારી ઠરાવેલી પૂરેપૂરી કિંમત ભરીને શમૂએલના બાપે તેને છોડાવવોજ જોઇએ, અને એ વિચારથી તે તેને દરરોજ સખત માર મારવા લાગ્યો, અને વળી શું શું થાય છે એ તેના બાપને માલમ પડેજ એવી કાળજી રાખવામાં આવી હતી. શમૂએલે મને કહ્યું, "સાહેબ, તે નિર્દય માણસ મને દરરોજ ફટકા મારતો; વળી વગર કારણે તે મને મારતો, અને જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ ફટકા પણ સખત મારવા લાગ્યો." મેં પૂછયું, "તે તને શાથી મારતો હતો?" તેણે કહ્યું, "શાથી તે વળી દોરડા જેવા વેલાથી." મેં વળી પૂછયું, "અને શું તને મારતી વખતે તારો ડગલો કાઢી નંખાવતો હતો?" શમૂએલે હસતાં હસતાં કહ્યું, "અરે મિ. રીડ, મારા ડગલા વિષે પૂછો છો? મારા દેશમાં તો અમે ડગલો, બદન, પહેરણ

અને લેંધા જેવું કંઈ પહેરતાંજ નથી." માટે આ ગરીબ છોકરાની ઉઘાડી પીઠ ઉપર તેનો જંગલી શેઠ ફટકા લગાવતો હતો. દયા એટલે શું તે તો તે જાણતોજ નહોતો, અને કેવળ પોતે ઠરાવેલી કિંમત મેળવવા સારૂજ નિર્દય રીતે સખત ફટકા મારતો. આખરે ફટકા એટલા તો જોરથી પડવા માંડયા કે શમૂએલ તે વધારે વાર સહન કરી શકયો નહિ, અને તેમાંથી બચી જવા સારૂ પોતે કયાં જાય છે એ ન જાણતાં એક દિવસ જેમ બને તેમ ઝડપથી જંગલમાં નાસી ગયો. પરંતુ ઇશ્માએલની માએ જ્યારે તેને અરણ્યમાં રેતી ઉપર મુકયો, અને પોતાના દીકરાનું મરણ તે ન જુએ માટે પોતાનું મોં અવળું ફેરવ્યું, ત્યારે જે ઇશ્વરે તેની સંભાળ કરી તેજ ઇશ્વરે આ વખતે આ શમૂએલની પણ સંભાળ કરી, કેમકે તેને હજુ કંઇક કામ કરવાનું હતું. ઇબ્રાહીમની માફક તે ઇશ્વરથી આશીર્વાદ પામેલો હતો, અને ઘણાઓને આશીર્વાદરૂપ થવાનો હતો, તેથી તેને સારૂ રસ્તો પણ સિદ્ધ કરેલો હતો. પ્રભુ જંગલમાં ઠેકાણે ઠેકાણે તેને દોરતો રહ્યો, એમ તે આખરે દરિયાકિનારે પહોંચ્યો. શમૂએલને કેટલા માઇલની મુસાફરી કરવી પડી, તે હું જાણતો નથી, તેમજ તે પોતે પણ જાણતો નથી; પરંતુ આટલું તો નક્કી છે, કે તેને ઘણા દિવસ સુધી મુસાફરી કરવી પડી; તે દરમ્યાન તેને જુદા જુદા પ્રકારનો અનુભવ થયો અને જોખમોમાં થઇને પણ પસાર થવું પડયું. તે એક મૂર્તિપૂજક છોકરો હતો; તેને ઇશ્વર સંબંધીનું કંઇજ જ્ઞાન નહોતું; પરંતુ જે પ્રભુ ચકલીઓને ખવાડે છે તેણે તેને ખવાડયું, અને જે શક્તિએ માગી લોકોને બેથલેહેમ દોરી આણ્યા તેજ શક્તિએ આ ગરીબ છોકરાને દરિયાકિનારા સુધી અને પ્રભુ ખ્રિસ્ત સુધી દોરી આણ્યો.

દરિયાકિનારે પહોંચ્યા પછી તે કાફી રોપવાના એક ખેતરમાં કામ કરવા ગયો અને તે કામને માટે પગાર તરીકે તેને માત્ર ખાવાનું, અને તે પ્રદેશના લોકો જે જાતનાં કપડાં પહેરતા હતા તેવાં કપડાં પહેરવાને મળતાં હતાં. આ જગાએ તેને ખ્રિસ્તની ઓળખાણ થઇ, અને અહીં તેણે ધાર્મિક જીવન શરૂ કર્યું. આ જીવન ટુંકું હતું; તો પણ તેનું સ્વાર્પણ અને તેનો વિશ્વાસ કેટલાં નિર્મળ અને ઉત્કૃષ્ટ હતાં, એ જ્યારે ધ્યાનમાં લઉં છું ત્યારે કહેવું પડે છે કે આવું અજાયબ જેવું જીવન બીજા કોઇએ

ગાળ્યું હોય એવું મારી જાણમાં નથી. એવું બન્યું કે જે ખેતરમાં શમૂએલ કામ કરતો હતો, તેજ ખેતરમાં તેની પોતાની પ્રજાનો એક બીજો છોકરો પણ કામ કરતો હતો, અને આ છોકરો ખ્રિસ્તી થયો હતો. એક દિવસ ખ્રિસ્તી થએલા પેલા છોકરાએ શમૂએલને પ્રભુ ઇસુ વિષે કહ્યું અને તેને દેવળમાં તેડી લઇ ગયો. તે વખતે શમૂએલને અંગ્રેજી ભાષાનો એક અક્ષર પણ આવડતો નહોતો; અને દેવળ, શાસ્ત્ર, ઉપદેશક અને બીજું જે જે આતુરતા ભરેલી આંખોએ તેણે ત્યાં જોયું, તે શું હશે તે જો કે તે સમજી શક્યો નહિ તોએ તે કહે છે, કે મને એવી ખાતરી થઇ કે ઇશ્વર આ જગાએ હાજર છે, અને જે ભયકારક તથા પવિત્ર ઇશ્વરની હાજરીથી આ મંદિર ભરાઇ ગયું છે, તેની નજરમાં હું પાપી અને સજાપાત્ર છું. એ પ્રથમ ભજનસેવામાંથી દુ:ખિત હૃદયે અને શોધક મને તે ઘેર પાછો ફર્યો. હબસી ખોજાની માફક તે અંધારામાં ફાંફાં મારતો હતો, અને તેને દોરી લઇ જવા માટે ફિલીપની જરૂર હતી. તેણે પોતાના સાથીને પ્રાર્થના કરતો જોઇને તેને પૂછ્યું, "તું આ શું કરે છે?" સાથીએ કહ્યું, "હું ઇશ્વરની સાથે વાત કરૂં છું." શમૂએલે પૂછ્યું, "ઇશ્વર કોણ છે?" "તે મારો બાપ છે." આ સાંભળીને પોતાની સાદી અને વ્યાવહારિક બોલીમાં જાણે અર્થ કરી બતાવતો હોય તેમ શમૂએલે કહ્યું, કે "ત્યારે તું તારા બાપ સાથે વાત કરે છે."

ત્યાર પછી પ્રાર્થના કરવાની ક્રિયાનું શમૂએલે "બાપ સાથે વાત કરવા" એવું નામ હમેશને માટે પાડી દીધું. તે દિવસે પ્રાર્થનામંદિરમાં ગયા પછી તેની ખાતરી થઇ એટલે તરતજ શમૂએલ પણ "તેના બાપ સાથે વાત કરવા લાગ્યો." આછી અને ક્ષણિક ખાતરી આ દિવસોમાં મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. શમૂએલની ખાતરી એવા પ્રકારની ન હતી પણ તે ખાતરી તો જુના જમાનાની ધર્મજાગૃતિ જેવી હતી. તે ક્ષણિક ન હતી માટે બીજા લોકોને અનુકૂળ ન હોય એવા વખતે પણ તે બાપ સાથે વાત કરતો, અને તેની ખાતરી એટલી બધી ઉંડી હતી કે તે મોટે સાદે પણ તેમ કરતો. તે તેની વેદનામય બૂમોથી કોઇ કોઇ વાર મધ્યરાત્રીની શાંતિમાં ભંગ પાડતો હતો. આખરે તેના સાથી કામદારોએ જાહેર રીતે કહ્યું, કે શમૂએલ આપણને ડખલરૂપ છે, તેથી તેઓએ તેને એવી ધમકી

આપી, કે "જો તું શાંત રહી શકતો ન હોય તો અમારી કોટડીમાંથી નીકળીને તારે કોઇ બીજી જગાએ જવું." પછી તેણે જંગલને પોતાનું પ્રાર્થનાગૃહ બનાવ્યું; અને જેમ પનુએલમાં યાકૂબે કર્યું હતું તેમ રાતોની રાત તે દૂતની સાથે મલયુદ્ધ કરતો. એક રાત્રે તો તે જંગલમાં મધરાત વિતી ગઇ તોએ તે પ્રાર્થનામાંજ લાગુ રહ્યો, અને પછી થાકેલો અને હ્રદયભંગિત એવી સ્થિતિમાં પાછો ફરીને તેની કંગાલ કોટડીમાં પથારી પર પડયો; પણ તેને નિદ્રા આવી નહિ. તેણે કહ્યું કે તે વખતે મારી જીભ જો કે શાંત હતી, પરંતુ મારૂં અંતઃકરણ તે પ્રાર્થના કર્યાજ કરતું હતું. એવામાં તેની ઓરડી એકાએક પ્રકાશથી ભરાઇ ગઇ. પ્રથમ તો તેને એમ લાગ્યું કે એ તો સૂર્ય ઉગતો હશે, પણ તેની આસપાસ બીજાઓ ભર ઉંઘમાં પડયા હતા, અને પેલો પ્રકાશ તો એટલે સુધી વધતો ને વધતો ગયો કે તે આખી ઓરડી ગૌરવથી ભરાઇ ગઇ. તેજ પળે તેનો બોજ અદૃશ્ય થઇ ગયો, તેનું હ્રદય આનંદને લીધે ઉછળવા લાગ્યું, અને તેનું શરીર પીંછાં સમાન હલકું જણાવા લાગ્યું. તે કહે છે, "મને એમ લાગ્યું કે હું ઉડી શકું." મંદિરના સુંદર કહેવાએલા દરવાજા આગળ સાજા કરાએલા પેલા લંગડા માણસની માફક તે બૂમ પાડીને ઇશ્વરની સ્તુતિ કરવા લાગ્યો, ને કુદવા લાગ્યો. તેથી તે ઓરડીમાં જેટલા ઉંઘતા હતા તે બધા તરતજ જાગી ઉઠયા, અને ત્યાર પછી તે રાત્રે કોઇ ઉંઘવા પામ્યું નહિ. કેટલાકે કહ્યું કે તે ગાંડો થઇ ગયો છે; બીજા કેટલાએકને તેમના જુના વહેમ પ્રમાણે એમ લાગ્યું કે તેનામાં કોઇ ભૂત પેઠો છે. આવી સાદી, પરાક્રમી અને નિશ્ચિત રીતે તેનું બદલાણ થયું. હવે તેને જરા પણ શક રહ્યો નહિ, અને તેનું જ્ઞાન થોડું હતું, માટે આ કરતાં થોડું મળ્યું હોત તો તે સંતોષ પણ માનત નહિ. સાધારણ રીતે જોતાં શમૂએલ ખાલી ડોળ કરી બતાવનાર નહોતો. તેની જાતના લોકોના પ્રમાણમાં તો તે બહુ શાંત હતો; પણ જ્યારે જ્યારે તે પોતાના બદલાણ વિષે કહી સંભળાવતો, ત્યારે ત્યારે તેની આંખોમાંથી અગ્નિ વરસતો અને તેનું આખું શરીર લાગણીને લીધે ધ્રુજી ઉઠતું હતું. નીચેનું ગીત ગાતાં કવિનો જેવો ચહેરો થયો હશે તેના જેવોજ શમૂએલનો ચહેરો થતો.

એ ગીતનો સારાંશ નીચે આપવામાં આવે છે:—

"ઇશ્વરી પ્રેમ મને પ્રગટ થયો,
એ પળ કેવી ધન્ય! એ સ્થળ કેવું ધન્ય!
હવે મારે ભલે કોઇ દૂરને સ્થળે જવું પડે,
પણ હૃદય તો તારી આસપાસ વીંટાતું જ રહેશે.
અને જ્યારે મારા આકાશી ઘેર જવા,
આ પૃથ્વી પરથી ઉડી જતાં ઉંચે ચઢું,
ત્યારે પણ પહેલવહેલાં જ્યાં મારાં પાપની મારી મળી
તે જગા પર એક છેલ્લી દૃષ્ટિ નાખતો જઇશ."

આ કાફીના વાવેતરમાં તેણે કેટલા વખત સુધી કામ કર્યું તે હું જાણતો નથી; પરંતુ તે અંગ્રેજી બોલતાં અને થોડુંઘણું લખતાંવાંચતાં શીખ્યો ત્યાં સુધી તો રહ્યો હતો. વળી તેનું નવું નામ પડ્યું એટલો વખત તો તે ત્યાં રહ્યો હતો. આગળ તેનું નામ કાબુ હતું, પણ એક મિશનેરી બાનુ જે તેને લખતાંવાંચતાં અને સુવાર્તાના મધુર સાદા પાઠો શિખવતાં હતાં, તેમણે શમૂએલ મોરિસ એવું તેનું નામ પાડ્યું. કાફીનાં ખેતરો છોડીને તે કાંઠા પરના એક ગામમાં ગયો. ત્યાં તે ઘર રંગવાનું કામ શીખ્યો અને લગભગ બે વર્ષ સુધી તેણે તે કામ કર્યું. આ બે વર્ષ સુધી તે ગામમાં રહેતા મિશનેરીઓ જે ધાર્મિક સભા ચલાવતા હતા તેમાં તે હમેશાં જતો. "જે તારનારે મને મહિમાવાન રીતે બચાવ્યો છે તેના સંબંધી મારા પોતાના લોકોને ઉપદેશ કરવાની મારી ફરજ છે" એવી તેને ખાતરી થઇ. એક વખત તે ત્યાંના રેવ. સી. ઇ. સ્મર્લ નામના એક મિશનેરી પાસે ગયો, અને એ સંબંધી તેના અંતઃકરણમાં જે હતું તે બધું તેણે તેને કહ્યું. મિશનેરીએ કહ્યું કે તારા પોતાના લોકો મધ્યે બોધ કરવો હોય તો તારે શિક્ષણ પામવાની જરૂર છે; શિક્ષણ પ્રાપ્ત કરવા સારૂ તારે અમેરિકા જવું જોઇએ (તે વખતે આફ્રિકામાં યોગ્ય શાળા ન હતી); અને અમેરિકા જવા સારૂ એકસો ડોલર (લગભગ પોણા ત્રણસો રૂપીઆ) લાગે. આ ત્રણે વાત મનમાં સારી રીતે ગોખી રાખીને "પોતાના બાપની સાથે એ સંબંધી વાત કરવા" માટે શમૂએલ તેની હમેશની પ્રાર્થનાની જગાએ એટલે જંગલમાં ગયો. તેણે કહ્યું, "હવે બાપ, મારા લોકોમાં બોધ કરવા સારૂ તેં મને બોલાવ્યો છે, પણ મિશનેરી

સાહેબ તો કહે છે કે શિક્ષણ મેળવ્યા સિવાય હું સુવાર્તા પ્રગટ કરી શકું નહિ, અને શિક્ષણ પ્રાપ્ત કરવા માટે મારે અમેરિકા જવું જોઇએ, અને અમેરિકા જવા સારૂ એકસો ડોલરનો ખર્ચ થાય છે; અને બાપ, તને ખબર છે કે મારી પાસે તો એક રાતી પાઇ પણ નથી—મહેરબાની કરીને મારે જવા માટે રસ્તો મોકળો કર." મને આ વાત કહેતી વખતે સાથે સાથે તેણે મને કહી નાખ્યું, કે "મારી ખાતરી હતી કે તે મારે સારૂ રસ્તો મોકળો કરશેજ." જે દિવસે તેણે એ સાદી પ્રાર્થના કરી તે દિવસથી તેણે તો એમજ માની લીધું, કે મારે અમેરિકા જવાનું નક્કી થયું છે, અને જે વહાણમાં તેને અમેરિકા જવાનું હતું તે વહાણની તે હમેશાં આતુરતાથી વાટ જોયા કરતો હતો.

આ પહેલાં થોડીજ વાર ઉપર એક જુવાન મિશનેરી બાનુ અમેરિકાથી આ દેશમાં મિશનેરી તરીકે આવ્યાં હતાં; તેમને તે મળ્યો અને તેમણે તેને પવિત્ર આત્મા સંબંધી અને ન્યુ યોર્કના એક મહાન દીક્ષિત, સ્થાનિક ઉપદેશક રેવ. સ્ટિવન મેરિટ સંબંધી વાત કહી. ત્યાર પછી શું બન્યું તેનો "કિંગ્સ મેસેંજર" નામના માસિક પત્રમાં રેવ. મેરિટ સાહેબે જે સુંદર ચિતાર વર્ણવ્યો છે, તે હું તેમના પોતાનાજ શબ્દોમાં વાંચકો સમક્ષ મૂકવાની રજા લઉં છું:

## પવિત્ર આત્માથી ભરપૂર જીવન

"શમૂએલ મોરિસ ક્રુ જાતિનો એક છોકરો હતો. તે ખરેખરો હબસી, ખરો સીદી હતો. તેની ઉમ્મર લગભગ ૨૦ વર્ષની હતી તે વારે મારે તેની સાથે પહેલી પીછાણ થઇ. તે લાઈબીરીઆનો વતની હતો, અને ત્યાંના અંગ્રેજી બોલનાર લોકો મધ્યે ઘર રંગવાનું કામ કરતો હતો, અને પહેલવહેલાં ત્યાં પ્રભુ ખ્રિસ્ત તેને મળ્યા. એક જુવાન મિશનેરી બાનુ બિશપ ટેલરના હાથ નીચે કામ કરવા જવાને માટે પશ્ચિમ બાજુથી બહુ દૂરથી આવી, અને તે વખતે હું બિશપ સાહેબનો સેક્રેટરી હતો, માટે મેં આ બાનુનો અંગીકાર કર્યો.

"મેં આ બાનુ સાથે આખા અંતઃકરણથી પવિત્ર આત્મા સંબંધી વાત કરી. મેં તેને કહ્યું, કે જો તું પવિત્ર આત્માનો અંગીકાર કરશે તો

આફ્રિકામાં તું સફળતા પામશે. તે તારૂં સામર્થ્ય, જ્ઞાન તથા દિલાસો થશે અને તે જંગલી ખંડમાં તે તારૂં હમેશનું ઉપકારસ્તુતિનું ગીત થશે. તેણે સાંભળ્યું—ઇચ્છા કરી, કબુલ થઇ—પવિત્ર આત્માને સારૂ માગણી કરી, અને પવિત્ર આત્મા કાયમ તેના ઉપર રહેવા આવ્યો. પવિત્ર આત્માથી ભરપુર થઇને આફ્રિકા જવા તે નીકળી પડી. તે એકાંતમાં બેસીને એકલી વાત કરતી, રડતી અને હસતી; તેથી તેના સાથી મિશનેરીઓએ ધાર્યું કે તેનાથી કંઇ કામ થવાનું નથી. તેઓએ ધાર્યું કે તેના કોઇ હૃદયનાથને અમેરિકામાં છોડીને તેને આવવું પડ્યું છે માટે તે એવા ચાળા કરે છે. પણ તેના આત્માનો યાર તો તેની સાથેજ હતો, માટે તેની આવી વિચિત્ર દશા હતી. તે પોતાના કામના મથકે ગઇ, ને કામે વળગી. તે સંતોષી, આશીર્વાદિત, સુખી અને આનંદિત હતી.

"પેલા કુ છોકરા શમૂએલ મોરિસે તેના આવવા વિષે સાંભળ્યું. તે ઘણા માઇલ ચાલીને તેને મળવા તથા પ્રભુ ઇસુ વિષે તેની સાથે વાત કરવા તેની પાસે ગયો. આત્મા તેનામાં ભરપૂર હતો, અને ઉભરાઈ જતો હતો, અને તેમાંથી શમૂએલ ઉપર રેડવા તે ખુશી હતી. શમૂએલના મનમાં હોંસ પેદા થઇ એટલુંજ નહિ, પણ આ ઇશ્વરી દિલાસો દેનારને એટલે પવિત્ર આત્માને ઓળખવાની તેને ઇચ્છા થઇ, ને તે માટે તેણે દૃઢ નિશ્ચય પણ કર્યો. તેણે ઘણા ફેરા ખાધા, અને આ પ્રિય સિદ્ધાંત ઉપર કલાકોના કલાક સુધી વાતચીત કરી; અને જ્યારે આવે ત્યારે એનીએજ વાત તેને કાઢતો જોઇને તે બાનુએ થાકી જઇને તેને કહ્યું, 'જો તમારે વધારે જાણવું હોય તો ન્યુ યોર્કમાં સ્ટિવન મેરિટ પાસે જાઓ, પવિત્ર આત્મા સંબંધી હું જે જાણું છું તે બધું મને સ્ટિવન મેરિટ તરફથી મળ્યું છે.'

"'હું જાઉં છું—તે કયાં છે?' ત્યારે તે બાઇએ હસતાં હસતાં કહ્યું, કે 'ન્યુ યોર્કમાં.' પછી તે બાઇએ જોયું, કે એ તો હવે મારે ત્યાં આવતો નથી. પણ આવે કયાંથી? તે તો ન્યુ યોર્ક જવા સારૂ નિકળી ચૂકયો હતો. ઘણા માઇલોની મુસાફરી કરીને તે થાકી ગયો ત્યારે દરીઆકિનારે તે પહોંચ્યો. ત્યાં જોયું ત્યારે તો અમેરિકા જનાર એક વહાણે દરિયામાં છેટે લંગર નાખ્યું હતું, અને એક નાની હોડી કાંઠા પાસે હતી. શમૂએલ તો ઉપર ચઢી ગયો અને કપ્તાન પાસે જઇને કહ્યું કે મને મહેરબાની કરીને

ન્યૂ યોર્ક લઇ જાઓ. આના જવાબમાં તેને ગાળો તથા લાતો મળી; પણ શમૂએલે કહ્યું, 'હા જી, તમેજ લઇ જશો.' તે રાતે તે રેતીમાં સુઇ રહ્યો, અને ફરી પૂછતાં બીજી વખત પણ તેને ના પાડવામાં આવી. બીજી સવારે કશાથી બીધા સિવાય તેણે ત્રીજી વખત એનીએજ માગણી કરી. કપ્તાને તેને પૂછ્યું, 'તું શું કામ કરી શકે?' શમૂએલે કહ્યું, 'કોઇ પણ કામ.' તેને દરિઆકાંઠાનો એક મજબૂત માણસ ધારીને તથા બે માણસો કામ છોડીને ચાલી ગયા હતા, તેમજ કામ કરવા સારૂ વહાણમાં માણસોની અછત હતી, તેથી કપ્તાને પૂછ્યું, 'તારે શું જોઇએ' એટલે કેટલો પગાર? શમૂએલે કહ્યું, 'હું સ્ટિવન મેરિટને જોવા ઇચ્છું છું.' કપ્તાને પોતાના માણસોને કહ્યું, 'આ છોકરાને વહાણ પર લઇ જાઓ.'

"વહાણમાં તે ગયો તો ખરો, પરંતુ વહાણ કે હોડીનું તેને કંઇજ જ્ઞાન ન હતું. પછી તેઓએ લંગર ઉઠાવ્યું, ને તે ઉપડી ગયો. તેના અજ્ઞાનને લીધે તેને પુષ્કળ આપદા પડી. તેને પુષ્કળ ગાળો, લાતો અને તમાચા પડ્યાં; તો પણ તેની શાંતિ મહા ગંભીર, તેનો વિશ્વાસ હદ પારનો અને તેની ખાતરી મધુર હતી. તે કપ્તાનની કોટડી સાફ કરવા ગયો— અને તેણે કપ્તાનને તેનાં પાપની ખાતરી કરી આપી એટલે તે તારણ પામ્યો. આ આત્મિક અગ્નિ તે આખા વહાણમાં ફેલાઇ ગયો, અને અર્ધ કરતાં વધારે ખલાસીઓ તારણ પામ્યા. વહાણ તો બેથેલના જેવું થઇ ગયું, અને ગીતો તથા ઉપકારસ્તુતિના પોકારોથી તે જગા ગાજી રહી; અને પછી તો આ અણઘડ, બેડોળ કૂ છોકરાને જે જોઇતું તે લોકો ખુશીથી આપતા એવી સ્થિતિ થઇ રહી.

"તેઓ પાઇક સ્ટ્રીટ, ઇ. આર., એ નામના મહોલ્લામાં પ્રવેશ કરવાના છેડા આગળ ઉતર્યા; ત્યારે તેઓએ એકબીજાને છેલ્લી સલામ કરી. જ્યારે શમૂએલ વહાણમાં ગયો હતો ત્યારે તેની પાસે માત્ર એક બદન અને એક ટુંકી લેંઘી હતી, જોડાં તો હતાં નહિ; પણ પછી વહાણના ખલાસીઓએ તેને કપડાં આપ્યાં હતાં. તે કપડાંની એક કોથળી લઇને તેણે ડક્કા ઉપર પગ મૂકયો, અને પગ મૂકતાંજ જે માણસ તેને પ્રથમ મળ્યો તેને તેણે પૂછ્યું, 'સ્ટિવન મેરિટ કયાં રહે છે?' આ જગા મારા ઘરથી લગભગ ત્રણ ચાર માઇલ દૂર છે અને શહેરના એ ભાગમાં ભાગ્યેજ

કોઇ મને ઓળખતો હોય. પણ પવિત્ર આત્માએ તે વિષે પણ ગોઠવણ કરી. જે માણસને શમૂએલે પૂછયું હતું તે એક ભિખારી હતો. તેણે તેને કહ્યું, 'હું તેમને ઓળખું છું; શહેરની છેક સામી બાજુએ તે રહે છે. હું તમને ત્યાં લઇ જઇશ, પણ એક ડોલર (આસરે પોણા ત્રણ રૂપીઆ) લઇશ.' જો કે શમૂએલ પાસે એક દમડી સરખી હતી નહિ તો પણ તેણે કહ્યું, 'બહુ સારૂં, મને લઇ જા.' હું જેવો પ્રાર્થનામાં જવા નીકળતો હતો તેવાજ તેઓ મારી દુકાન આગળ આવી પહોંચ્યા, અને પેલા ભિખારીએ શમૂએલને કહ્યું, 'જુઓ, તે પેલા રહ્યા!'

શમૂએલે આગળ આવીને કહ્યું, 'તમે સ્ટિવન મેરિટ?'

'હા'

'હું શમૂએલ મોરિસ છું; હું આપની સાથે પવિત્ર આત્મા સંબંધી વાત કરવા સારૂ હમણાંજ આફ્રિકાથી આવ્યો છું.'

'તમારી ઓળખાણ આપવા કોઇની ચિટ્ઠીબિટ્ઠી લાવ્યા છો?'

'ના, સાહેબ, કાગળ લાવવા જેટલો વખત નહોતો.'

'વારૂ, બહુ સારૂં; હું જેન મહોલ્લામાં પ્રાર્થનાસભામાં જાઉં છું; આ પાસેના દરવાજાથી મિશનમાં પેસાય છે, ત્યાં તમે જશો? હું પાછો આવીશ એટલે તમારે સારૂ બંદોબસ્ત કરીશ.'

'બહુ સારૂં.'

"પેલા ભિખારીએ કહ્યું, 'ઓ જુવાનીઆ, મારો ડોલર આપની?' શમૂએલે કહ્યું, 'હવે તો મારૂં બધું ખર્ચ સ્ટિવન મેરિટને માથે છે! અને મેં આવનાર માણસને એક ડોલર આપતાં કહ્યું, 'અલબત તે વાત ખરી છે.'

"હું પ્રાર્થનાસભામાં ગયો ને તે મિશનમાં ગયો. હું તો એને તદન ભૂલીજ ગયો. પણ આસરે સાડાદશ વાગતાં હું પાછો આવ્યો ને મારા ઘરનું બારણું ઉઘાડવા ગયો ત્યારે એકાએક શમૂએલ મારા સ્મરણમાં તરી આવ્યો. હું ઉતાવળથી મિશનમાં ગયો તો જુઓ, તે સિંહાસન પર હતો ને તેની આસપાસ ૧૭ માણસો ભોંય સુધી નમીને પ્રાર્થના કરતા હતા; તેણે તેઓનું ધ્યાન પ્રભુ ખ્રીસ્ત તરફ ખેંચ્યું હતું અને તેની માફ કરનાર કૃપાને લીધે તેઓ આનંદ કરતા હતા. આવો દેખાવ મેં કદી જોયો

નહોતો. વચ્ચે આ કાળો મેસ છોકરો, અને તેની આજુબાજુ નમેલા સત્તર ગોરા માણસો,—એ દેખાવજ મનને હરણ કરી લે એવો હતો.

"આ એક અણઘડ, કદરૂપો અને જંગલી સીદી છોકરો અમેરિકામાં આવતાંની સાથે પહેલીજ રાત્રે પવિત્ર આત્માને બળે સત્તર માણસને પ્રભુ ખ્રીસ્ત પાસે ફેરવી લાવ્યો—તેનો વિચાર કરો. તેની સંભાળ કરવામાં હવે કંઇજ હરકત ન હતી. તે ઇશ્વરનો અભિષિક્ત હતો. આ તો શુક્રવાર હતો, શનિવારે તે જરા આમતેમ ફર્યો. રવિવારે મેં કહ્યું, 'શમૂએલ, હું તને મારી સાથે સાબ્બાથશાળામાં લઇ જવા ચાહું છું. હું સુપરિન્ટેન્ડન્ટ છું, અને તને કદાચ બોલવાનું કહીશ.' તેણે કહ્યું, 'હું કદી સાબ્બાથશાળામાં ગયો તો નથી, પણ કંઇ ફીકર નહિ.' મેં જરા મોં મલકાવીને લોકો આગળ કહ્યું, 'આ શમૂએલ મોરિસ છે, અને તમારા સુપરિન્ટેન્ડન્ટ સાથે પવિત્ર આત્મા વિષે વાત કરવા ઠેઠ આફ્રિકાથી આવ્યો છે.' પછી શમૂએલે લોકો આગળ બોલવા માંડયું. તેણે શું કહ્યું તે હું જાણતો નથી; સાબ્બાથશાળા ખડખડાટ હસી પડી અને તેણે બોલવું શરૂ કર્યું, એટલામાં મારૂ ધ્યાન બીજે ખેંચાયું અને થોડી વાર સુધી હું બીજી બાજુએ ગયો હતો. પણ પછી મેં આ બાજુ જોયું, તો જુઓ, આખું દયાસન જુવાન માણસોથી ભરાઇ ગયું હતું, અને આ બધાં રડતાં અને ડસકાં ખાતાં હતાં. તેણે શું કહ્યું તે હું કદી જાણી શકયો નહિ, પરંતુ પવિત્ર આત્માની અદ્દ્ભુત શક્તિ ત્યાં આગળ એટલી તો દેખાઇ આવતી હતી, કે તે બધી જગા તેના ગૌરવથી ભરેલી લાગતી હતી.

"જુવાન માણસોએ 'શમૂએલ મોરિસ મિશનરી સોસાયટી' સ્થાપી, અને ફ્રોર્ટ વેનમાં આવેલી (પણ હાલ અપલૅન્ડમાં આવેલી) બિશપ ટેલર સાહેબની પાઠશાળામાં તેને મોકલવા સારૂ તેઓ કપડાં, પૈસા તથા બીજી જોઇતી ચીજોની જોગવાઇ કરવા લાગ્યા. તેને ત્યાં જતાં જેટલા દિવસોની વાર લાગી તેટલા દિવસો ખરેખર ચમત્કારિક હતા. જ્યારે હું હારલેમમાં એક દફનક્રિયા કરવા સારૂ એક પાણીદાર ઘોડા જોડેલી ગાડીમાં બેસીને ગયો ત્યારે મેં શમૂએલને સાથે લીધો. મેં કહ્યું, 'શમૂએલ, આજે હું તને આ શહેર તથા સેંટ્રલ પાર્ક બતાવવાનો છું.' તે કદિ ઘોડાગાડીમાં બેઠો ન હતો, અને મારા કહેવાથી જે અસર થઇ તે હાસ્ય-

જનક હતી. મેં કહ્યું, 'શમૂએલ, આ ગ્રાન્ડ ઓપેરા છે;' અને તે વિષે હું તેને સમજાવવા લાગ્યો, એટલામાં તે બોલી ઉઠયો, 'સ્ટિવન મેરિટ, તમે ઘોડાગાડીમાં કદિ પ્રાર્થના કરતા નથી?' મેં જવાબ આપ્યો, 'કેમ નહિ, આમતેમ મુસાફરી કરતાં કરતાં ઘણી વખતે હું પ્રભુની સ્તુતિ કરૂં છું.' તેણે તેનો ભારે કાળો હાથ મારા ઉપર મૂકયો અને મને ઘુંટણીએ પાડીને કહ્યું, 'આપણે પ્રાર્થના કરીએ.' અને જીવનમાં પહેલીજ વાર હું ઘોડાગાડીમાં પ્રાર્થના કરવા ઘુંટણીએ પડયો. તેણે પવિત્ર આત્માને સંબોધીને કહ્યું, 'આ માણસ સાથે તારા સંબંધી વાત કરવા હું આફ્રિકાથી આવ્યો છું, પણ આ માણસ તો તારા સંબંધીની વાત સિવાય બીજી બધી વાતો કરે છે. એ તો મને દેવળ, અને શહેર અને લોકો બતાવવા માગે છે; પણ હે પવિત્ર આત્મા, મારો જીવ તો તારા વિષે સાંભળવા અને જાણવા તલસે છે. માટે, હે ઇશ્વરના આત્મા, આ માણસના મનમાંથી આ બીજી બધી વાતો કાઢી નાખ, અને તારાથી એને એટલો બધો ભરપૂર કર કે હવે પછી તારા સંબંધીની ન હોય એવી એક પણ વાત વિષે તે કદિ ભાષણ કરે નહિ, ઉપદેશ આપે નહિ, લખાણ લખે નહિ, કે વાતચિત કરે નહિ.' તે દિવસે એ ગાડીની અંદર ખરેખર ત્રણ જણ હતા. આવો દિવસ મેં કદિ અનુભવ્યો નહતો. અમે પવિત્ર આત્માથી ભરાઇ ગયા અને પવિત્ર આત્માએ તેને સાધન તરીકે વાપર્યો. એને પરિણામે આગળ કદિ બન્યું ન હતું તેવી રીતે હું પવિત્ર આત્માથી ભરપૂર થયો તથા મને શિક્ષણ પણ મળ્યું.

"ધર્માધ્યક્ષોએ અનેક પ્રસંગોએ તેમના હાથ મારા માથા ઉપર મૂકયા છે, વળી દીક્ષા કરવાની સભાઓમાં પણ તેઓએ વડીલોની સાથે ભાગ લીધો છે, પરંતુ આટલું પરાક્રમ મળ્યું મેં જાણ્યું ન હતું. વહાલા થોમસ હેરીસનના તથા મારા માથા ઉપર જેમ્સ કોગ્રેએ પોતાના પવિત્ર હાથો મૂકીને એવી પ્રાર્થના કરી હતી, કે એલીયાહનો ઝભ્ભો આ એલીશાઓ ઉપર પડો—અને પરિણામે અગ્નિ પડયો અને સામર્થ્ય મળ્યુંએ ખરૂં; પણ હમેશનો સંબોધક તો તે ઘોડાગાડીમાં શમૂએલ મોરિસ સાથે હું હતો ત્યારે મળ્યો—કેમકે ત્યાર પછી પવિત્ર આત્માથી ભરપૂર થયા સિવાય હું એક પણ શબ્દ બોલ્યો નથી, મેં લખ્યો નથી, કે એક પણ ભાષણ આપ્યું નથી.

"ઇશ્વરની આશ્ચર્યજનક બાબતોમાં વધારે પ્રમાણમાં અને શોભતી રીતે સ્ટિવન મેરિટની ખીલવણી થાય, માટે પવિત્ર આત્માએ શમૂએલ મોરિસને એક સાધન તરીકે વાપર્યો હતો. તે ફોર્ટ વેન ગયો. તેણે તે પાઠશાળાને ઉલટપાલટ કરી મૂકી. પવિત્ર આત્મામાં તેણે જીવન ગાળ્યું અને તેનું કાર્ય પૂર્ણ કર્યા પછી પવિત્ર આત્મામાં તે મરણ પામ્યો; અને જેમ પવિત્ર આત્માથી ભરપૂર સ્ત્રી કે પુરૂષ કદિ મરતો નથી તેમ શમૂએલ મોરિસના જીવનની અસર આજે પણ પૃથ્વી પર છે, અને જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી તે ટકશે, હા, તે કદિ નાબુદ થશે નહિ. જે ત્રણ માણસો તેનું શિક્ષણ લઇને પવિત્ર આત્મા પામ્યા હતા તેઓએ તેની દફનક્રિયા વખતે આફ્રિકામાં શમૂએલ મોરિસને બદલે જઇને કામ કરવાને પોતાનું અર્પણ કર્યું."

અમેરિકા જતાં જે બન્યું એના એ દાખલા તેનો અજબ વિશ્વાસ દેખાડી આપે છે. ટિકિટને બદલે વહાણમાં કામ કરવાની જ્યારે તેણે કપ્તાનને વિનંતી કરી, ત્યારે કપ્તાને તેને પૂછ્યું,

"તું અગાઉ કદિ વહાણમાં બેઠો છે?"

શમૂએલ—"ના, જી."

કપ્તાન—"ત્યારે તો હું તને વહાણમાં લઇ શકતો નથી; તું આખે રસ્તે માંદો રહેશે અને મારાં કશા કામમાં આવી શકશે નહિ."

શમૂએલ—"અરે સાહેબ, મને મહેરબાની કરીને માંહે લ્યો, હું માંદો નહિ પડું; હું મારા બાપને કહીશ; તે મને માંદો પડવા નહિ દે. અમેરિકા પહોંચતાં સુધી હું દરરોજ આપ બતાવશો તે કામ કરીશ." કપ્તાને તેને લીધો તો ખરો, પણ ત્રીજેજ દિવસે તે એવો તો માંદો પડયો કે તેણે કહ્યું, "મારી જીંદગીમાં હું અગાઉ કદિ એવો માંદો થયો નહોતો."

મેં પુછ્યું, "પછી તમે શું કર્યું?"

તેણે કહ્યું, "હા, હું ઘુંટણીએ પડયો, અને કહ્યું, બાપ, તું જાણે છે કે આ માણસને અમેરિકા પહોંચતાં સુધી દરરોજ કામ કરવાનું મેં વચન આપેલું છે, પણ જો હું માંદો રહું તો મારાથી કામ થઇ શકે નહિ; માટે મહેરબાની કરીને આ મંદવાડ લઇ લે." અને તેજ પળથી તે સાજો અને કામ કરવાને શક્તિવાન થયો.

શમૂએલે મને કહ્યું, કે "મારે ડોલ ઉપર ચઢીને કામ કરવાનું હતું, અને તે કામ મને જરાએ ગમતું નહિ. એક રાત્રે મને સઢ બાંધવાના ઉંચા ડોલ ઉપર કામ કરવા મોકલવામાં આવ્યો. વરસાદ પડતો હતો, અને પવને વહાણને ગભડાવ્યું અને ડોલને એટલા ઝોલા ખવાડયા કે જાણે એ વહાણને ઉંધું વાળી દેશે એમ લાગ્યું. વળી વરસાદ મારી આંખોમાં લાગવા મંડયો અને લગભગ મને આંધળો કરી મૂક્યો. આ તોફાનને સમયે મેં મારા બાપની સાથે વાત કરી ને કહ્યું, 'બાપ, હું બીતો નથી, કેમકે તું મારૂં રક્ષણ કરે છે; પણ મને તો આ સઢના ઉંચા ડોલ ઉપર કામ કરવું ગમતું નથી. શું તું મહેરબાની કરીને એવું કંઈ ન કરી શકે કે મારે ફરી આ ડોલ ઉપર ચઢવું પડે નહિ?' મને તો ખાતરી હતી કે તે એમ કરશે. બીજે દિવસે ઉપર ચઢીને કંઇ કામ કરવાનું હતું અને એક બીજા ખલાસી સાથે તે કામ કરવા સારૂ હું ઉપડયો. અમે ડોલની પાસે આવી લાગ્યા ત્યારે પેલા બીજા ખલાસીએ મારી તરફ ફરીને કહ્યું, 'શમૂએલ, તને સઢ ઉપર કામ કરવું ગમતું નથી અને મને કપ્તાનની કોટડીમાં કામ કરવું ગમતું નથી; તું કેબીનમાં જઇને મારૂં કામ કર અને હું ઉપર જઇને તારૂં કામ કરૂં.' આમ મારી પ્રાર્થનાનો જવાબ મળ્યો, અને ફરી મારે સઢ ઉપર જવાનું થયું નહિ."

આ લેખકને શમૂએલ મોરિસ વિષે પ્રથમ વ્યક્તિગત્ જાણ નીચે પ્રમાણેની રીતે થઈ: ફોર્ટ વેન, ઇન્ડિઆનામાં, રેવરંડ સી. બી. સ્ટીમન એમ. ડી., એલએલ. ડી. એ નામના માણસ રહેતા હતા. તે એક સ્થાનિક ઉપદેશક અને ટેલર યુનિવર્સિટીના આગળના પ્રેસિડેન્ટ હતા. તેમના ઉપર ન્યુ યોર્કના સ્ટિવન મેરિટે એક પત્ર લખ્યો હતો, તે પત્ર ઉપરથી મને શમૂએલની જાણ થઇ. આ પત્રમાં રેવ. મેરિટે લખ્યું હતું, કે શમૂએલ મોરિસ ન્યુયોર્ક આવી પહોંચ્યો છે, અને અભ્યાસ કરવાં સારૂ તમારે ત્યાં ટેલર યુનિવર્સિટીમાં આવવા માગે છે. વળી વધારામાં એમ પણ લખી જણાવ્યું હતું, કે જો તમે યુનિવર્સિટીના અધિકારીઓ તેની કેળવણીનું ખર્ચ ઉપાડી લો તો તેનાં કપડાંનું ખર્ચ અહીંની જેન મહોલ્લાની ભલી મેથોડિસ્ટ મંડળી ભરવા રાજી છે. ડો. સ્ટીમન આ કાગળ મારી પાસે લાવ્યા અને શું કરવું તે વિષે અમે બન્ને વિચાર કરવા બેઠા. યુનિવર્સિટીને

સ્થપાયાંને થોડાંજ વર્ષ થયાં હતાં, અને શરૂઆતથી ચાલ્યા આવેલા ભારે દેવામાં અમે હતા. વળી અમારી પાસે એવું કોઇ ફંડ પણ નહોતું કે જેમાંથી અમે આવા અણધાર્યા સોંપેલા કામને નીભાવી લઇએ. આટલું છતાં પણ અમને એમ લાગ્યું કે આ કામ તો ઇશ્વર તરફથી છે, અને અમે તેને ના પાડી શકયા નહિ.

અહીં મારે તમને જણાવવું જોઇએ કે ઇશ્વરના કામને માટે ગરીબ માણસોને કેળવણી આપીને તેમને તૈયાર કરવાનું મારા મનમાં બહુજ વખત આવેલું, અને મારી આશા હતી કે ઇશ્વર તે કામને સારૂ મારે માટે રસ્તો ઉઘાડશે; પરંતુ ટેલર યુનિવર્સિટીની મારફતે અને વળી આવી અણધારી રીતે ઇશ્વર તેમ કરવાનો હશે એવો મારા મનમાં લેશમાત્ર ખ્યાલ નહોતો. ખરેખર તે કામ અમારા ઉપર જાણે કે ધકેલી મેલવામાં આવ્યું હતું. પરંતુ જે ઇશ્વરે સારફાથની ગરીબ વિધવાનું તેલ વધાર્યું, અને માટલીમાંનો મેંદો પણ વધાર્યો અને કરીથ નાળા આગળ એલીયાહને ખોરાક આપ્યો તેના ઉપર અમારો વિશ્વાસ હતો; તેથી અમે રેવ. સ્ટિવન મેરિટને લખ્યું, કે "તેને અહીં અમારી પાસે મોકલી આપો, અને ઇશ્વર તેની ગરજો પૂરી પાડશે." તે ડિસેમ્બર માસમાં આવી પહોંચ્યો, એટલે તે જાણે કોઇ વિચિત્ર ચીજ ન હોય એમ શિક્ષકો અને વિદ્યાર્થીઓ સર્વ તેને ધારીધારીને જોવા લાગ્યા. એ એક સીદી જુવાન હતો. એ ગમે તેમ પણ કોઇ સીદીના પેટનોજ છે એમાં કદી શક આવે એવું ન હતું, કેમકે એના કરતાં કાળો કોઇ કાગડોએ શોધ્યો જડે નહિ. એની જાતના લોકને ઓળખી કાઢવાનાં જે લક્ષણો છે તે પણ એનામાં બરાબર હતાં, એટલે તેના હોઠ જાડા હતા, અને તેનું નાક પૂરતું બેઠેલું અને પહોળું હતું. પણ તેના ઉચ્ચાર અમને તદન નવાજ લાગ્યા, એટલે અમેરિકામાં ઉછરેલા સીદીઓ અને અત્યાર સુધી અમે જે જે પરદેશીઓને જોયા હતા તેમના કરતાં તદન જુદાજ હતા. તેની આગલી થોડી હકીકત અમે જાણતા હતા, અને કેવી અજાયબ જેવી રીતે ઇશ્વરે દરિયા પરથી અહીં આવવા તેને સારૂ વહાણમાં બ્યવસ્થા કરી હતી એ અમે સાંભળ્યું હતું; પરંતુ એક ઉત્તમ આત્મા, કાળા શરીરરૂપે એક દૂત, અમારી મધ્યે વસે છે તે વિષે અમે કંઇજ જાણતા નહોતા. મને લાગે છે કે જેટલી નવાઇ અમને લાગતી હતી તેટલીજ તેને પણ લાગતી હતી, કેમકે

તેને તો બધું જ નવું હતું. તેને કપડાં પહેરતાં શિખવવું પડયું, અને મણીખરી ખાવાની વાનીઓ વિષે, તથા અમેરિકન રીત પ્રમાણે તેમને કેવી રીતે ખાવી, એ બધું અમારે તેને શિખવવું પડયું.

તે પ્રથમ જ્યારે જાગ્યો અને તેણે જમીનને હિમથી ઢંકાએલી જોઇ ત્યારે તેને જે અજાયબી લાગી તે હું કદી ભૂલી જઇ શકું એમ નથી. ઇસ્રાએલી લોકોની છાવણીની આસપાસ ઇશ્વરે કરાંની માફક ખોરાક પૂરો પાડયો ત્યારે તેઓ વિસ્મિત થઇને બોલી ઉઠયા, કે "માન્ના, માન્ના! આ શું છે?" એવીજ રીતે હિમ સંબંધી શમૂએલ પણ બોલી ઉઠયો, "એ શું છે?" તેણે થોડું હિમ પોતાના હાથમાં લીધું ને તે પીગળી ગયું અને તેના હાથમાં માત્ર પાણીનું એક ટીપું રહ્યું. તે જોઇને તેણે કહ્યું, "મારા હાથમાં પાણીનું માત્ર એક ટીપું રહેવા દઇને એ હિમ કયાં ગયું?"

ટેલર યુનિવર્સિટી એવી ગણાતી આવી છે, કે પુરૂષો તથા સ્ત્રીઓ, મંડળીની બધી શાખાઓના સભાસદો, બધી પ્રજાના અને બધા રંગના લોકો, તેમાં દાખલ થઈ શકે છે; પણ મારી માન્યતા મુજબ આ પાઠશાળામાં દાખલ થનાર પહેલો સીદી શમૂએલ મોરિસજ હતો. વિદ્યાર્થીઓ તથા અધિકારીઓના લાભમાં હું એમ કહી શકું છું, કે જો શમૂએલ મોરિસ પ્રેસિડેન્ટનો પુત્ર હોત તો પણ તે આના કરતાં વધારે માન પામી શકત નહિ; કેમકે બધાંજ તેને ચહાતાં હતાં અને તેનું માન જાળવતાં હતાં.

અમારે ત્યાં તેના આવ્યા પછી થોડા દિવસે મેં "વેસ્ટર્ન ક્રિશ્ચયન એડવોકેટ" નામે પત્રમાં તેના વિષેની હકીકત લખી, અને જેના મનમાં તેના ખર્ચને સારૂ એકેક ડોલર મોકલવાની પ્રેરણા થાય તેને તેમ કરવાની વિનંતી કરી. તેર માણુસોએ પૈસા મોકલ્યા, અને આવી રીતે મળેલાં નાણાંથી અમે તેને સારૂ કોટડી તૈયાર કરી અને ચોપડીઓ ખરીદી. તેને તો પ્રાથમિક કેળવણીની અગત્ય હતી, અને બીજા કોઇ ચાલતા વર્ગમાં તે બેસી શકે એમ નહોતું, માટે તેને શિખવવામાં શિક્ષક તથા વિદ્યાર્થીઓને માંહોમાંહે હરિફાઇ થવા લાગી. ડો. સ્ટીમનની તથા મારી પોતાની દીકરી તેને શિખવવાના કામમાં ભાગ લેતાં, અને જાણે કે તેઓ અમેરિકામાં નહિ પણ આફ્રિકામાં મિશનેરી તરીકે કામ કરતાં હોય એવા હોંસથી તેઓ તેને શિખવતાં. તત્ત્વજ્ઞાનીઓને શિખવી શકે એવા વિદ્વાન અને બહોળા

અનુભવી ડૉ. ફ્રાઇને મેં આ કાળા સીદી છોકરા પાસે બેસીને તેને શાસ્ત્ર સમજાવતા જોયા છે.

શમૂએલને અમારી મધ્યે આવ્યાંને થોડાં અઠવાડિયાં વીત્યા બાદ હું ચુરૂબસ્કો નામે એક ગામમાં ભાષણ કરવા ગયો, અને ભાષણ બાદ મેં આ આફ્રિકન છોકરા વિષે થોડીક વાત કહી. વળી તેના ખર્ચને સારૂ અમારી પાસે કંઇજ ફંડ નથી માટે અમે તેને શ્રદ્ધા રાખીને લીધો છે એમ પણ કહ્યું. ભાષણને અંતે થોમસ નામે એક ભાઇએ મને અડધો ડોલર આપ્યો, અને બીજી સવારે હું આગગાડીમાં બેસવા નીકળ્યો ત્યારે એક ભાઇ જેમનું નામ કિચલર હતું તેમણે મને તેમની દુકાનમાં બોલાવ્યો અને મને પાંચ ડોલરની નોટ હાથમાં આપીને કહ્યું, "આત્મા તમારા શ્રદ્ધા-ફંડમાં આ રકમ આપવાની મને પ્રેરણા કરે છે." "શ્રદ્ધા ફંડ" આ તો એક નવું નામ હતું, પરંતુ અમે તે એકદમ ધારણ કરી લીધું; અને આથી એક ફંડની શરૂઆત થઇ. જે ગરીબ વિદ્યાર્થીઓને કેળવણીનાં ફાંફાં મારવાં પડતાં હતાં, તેવા લગભગ બસો જણાને આ ફંડથી કેળવણી મળી છે અને હજી સેંકડોને મદદ મળશે. જેકબ કિચલરે આ શ્રદ્ધા ફંડ ઉઘાડવા સારૂ આપેલા પાંચ ડોલરને આજે લગભગ પાંત્રીસ વર્ષ થાય છે, પણ તે ફંડ હજી હયાત છે. તે કદી ખુટયું નથી. તેની સિલકમાં પચાસ ડોલર કરતાં વધારે રકમ કદિ દેખાઇ નથી, કેમકે તેમાં મદદ કરનાર થોડું આપે છે અને અમને તે નાણાં મળતાંજ અમે તેમને નિરાધાર વિદ્યાર્થીઓના કામમાં મદદ કરવા વાપરીએ છીએ; પણ ઇશ્વરની સ્તુતિ થાઓ કે તેમાં હમેશાં "માટલીમાં થોડો મેંદો અને કુપ્પીમાં થોડું તેલ" રહે છે. આ ફંડમાં લગભગ આખા યુનાઇટેડ સ્ટેટ્સ અને કેનેડામાંથી પાંચ સેન્ટ (અઢી આના)થી માંડીને પાંચ ડોલર (પંદર રૂપીઆ) સુધીની રકમ આવેલી છે. એક ન્યુ જર્સી સ્ટેટમાંથી અને બીજું દૂર આવેલા સ્વિડનમાંથી, એમ ત્રણસો ત્રણસો રૂપીઆનાં મોટાં દાન તો અમને બે મળ્યાં છે.

વળી જેમ ભાઇ મેરિટ કહે છે તેમ જો કે આ શ્રદ્ધા ફંડ શરૂઆતમાં તો શમૂએલ મોરિસના ભરણપોષણને સારૂજ ઉઘાડવામાં આવ્યું હતું, તો પણ તેણે ટેલર યુનિવર્સિટીને તદ્દન બદલી નાખી છે, અને તેના કામને

નવીજ દિશામાં પ્રેર્યું છે. ઇશ્વરની સેવાને સારૂ તથા પરદેશમાં મિશનેરી થવાને માટે તેમાં અભ્યાસ કરતા તરૂણવર્ગની સંખ્યા ઉપરથી તેને ઇશ્વરવિદ્યાશાળા પણ કહી શકાય, અને એ કામ તો શ્રદ્ધા ફંડને લીધેજ એટલું વધવા પામ્યું છે. જો આ કરતાં અધિક બીજું કંઇ કામ શમૂએલ મોરિસ કરી શકયો ન હોત તો પણ "ઇશ્વરે કંઇક કામસર મને તેડયો છે" એવો તેના મનમાં જે વિશ્વાસ હતો તે ખરા કારણુસર હતો એ દેખીતુંજ છે.

શમૂએલને અમારા મધ્યે આવ્યાંને થોડા દિવસ વીત્યા બાદ અમને એવું પૂછવામાં આવ્યું કે તમે એક જુવાન આર્મીનિયનને લઈ શકશો કે નહિ? એની મા તુર્કસ્તાનમાં બાઇબલવુમન તરીકે કામ કરતી હતી; અને આ જુવાન માણસ તો પોતાના લોકોમાં પોતાની માને સુવાર્તા-પ્રચારના કામમાં મદદ દઈ શકે એ હેતુથી અમેરિકામાં કેળવણી લેવા સારૂ આવ્યો હતો. તે માણસ કેસલ ગાર્ડનમાં ઉતર્યો. તેને ન હતો કોઇ મિત્ર કે ન હતી તેની પાસે એક રાતી પાઇ; વળી અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ સાધારણ. ન્યુયોર્કના એક જુવાન ડો. વોકરે આ જુવાન છોકરાને આશ્રય આપ્યો, પોતે તેને કંઇક શિક્ષણ આપ્યું, અને પછી એક મોટી તથા પૈસાદાર કોલેજમાં માફી વિદ્યાર્થી તરીકે તેને મોકલવાનો પ્રયત્ન કર્યો; પણ તેમાં તે નિષ્ફળ નીવડયા અને આખરે તેમણે તેને અમારી પાસે મોકલ્યો. આ અમારા "શ્રદ્ધા ફંડ"ને લીધે અમે તેને રાખી શકયા, અને તે તથા શમૂએલ મોરિસ ઘાડા અને હમેશના મિત્ર બન્યા. તે બન્નેને સારૂ અમારે એક ખાસ શિક્ષક રાખવો પડયો અને તેઓ બન્ને એકજ વર્ગમાં સાથે સાથે અભ્યાસ કરતા હતા. શમૂએલ પુષ્કળ શ્રમ લઇને અભ્યાસ કરતો અને તે જલદી શીખી શકયો. અને જો તેની આયુષ્યદોરી લંબાઇ હોત તો તે તેના લોકોમાં એક અસરકારક શિક્ષક અને ઉપદેશક નિવડયો હોત. ખાસ કરીને શાસ્ત્રજ્ઞાન સંપાદન કરવામાં તે ચપળ હતો, તેમજ સત્ય કહી બતાવવાની તેની રીત ખુમાદાર હતી. એક વખત તે બોધ કરતો હતો ત્યારે હું સાંભળવા સારૂ ગયો, ત્યારે તેના વિચારો કેવા નવા તથા અસરકારક હતા તે જોઇને હું આશ્ચર્યચકિત થઇ ગયો. તે ચાળીસ મિનિટ સુધી બોલ્યો. તેના બોલવામાં શાંતપણું તથા આતુરતા હતાં. તે છોકરાંના જેવું સાદું બોલ્યો. સાંભળનારાઓની સંખ્યા મોટી હતી. તે બધાંને તેમાં બહુ

રસ પડયો, અને જેઓ પ્રમાણિક હૃદયથી સત્યને સ્વીકારવા માગતા હતા તે સર્વને તેથી પુષ્કળ લાભ મળ્યો હતો.

તે પ્રાર્થનામાં લાગુ રહેનાર છોકરો હતો. તે રહેતો હતો તે કોટડી નજીક ઘણીવાર હું જતો હતો, અને તેને "તેના બાપની સાથે વાત કરતો" સાંભળતો હતો. આ વાત તેને એટલી બધી શાંત અને વાસ્તવિક લાગતી હતી કે જાણે કે તે મારી સાથેજ વાત કરતો ન હોય! તે ખરેખર ઇશ્વર સાથે વાત કરતો હતો. બીજા છોકરા ઉઠે તે અગાઉ તેને પ્રાર્થના કરતો મેં સાંભળ્યો છે; બધા જ્યારે ભરઉંઘમાં પડયા હોય ત્યારે પણ મોડી રાત સુધી મેં તેને પ્રાર્થના કરતો સાંભળ્યો છે. મેં છાના-માના જઇને કોઇ કોઇ વાર તેની ઓરડીનું બારણું ઉઘાડયું છે; અને આ છોકરાને આતુરતાથી આકાશ તરફ મોં રાખીને પ્રાર્થના કરતાં જોયો છે; પણ બારણું ઉઘાડયાને લીધે પ્રાર્થનામાંથી તેનું ધ્યાન ચલિત થયું નહિ. ઇશ્વરની સાથેની તેની વાતોમાં તે ગરક થઇ જતો હતો, અને તેથી મારી હાજરી તેના ધ્યાનમાં આવતી નહિ. તેનામાં જે પરાક્રમ હતું તેની અસર વિશ્વવિદ્યાલય ઉપર પડતી; અમને બધાને તેની અસર લાગી અને તેનાથી અમે વત્તા સારા થયા.

થોમસ ન્યુબર્ન નામનો તેનો એક સાથી વિદ્યાર્થી કહે છે, કે તેની ઓર-ડીમાં હું વારંવાર જતો, તો તે સંભળાય એવી પ્રાર્થનામાં મશગુલ થએલો જણાતો. કોઇ બારણું ઠોકે તોએ તેની કશી પરવા કર્યા વિના તેનો આત્મા તૃપ્ત થતાં સુધી તે તેના બાપની સાથે વાત કર્યાજ કરતો; બાદ, તે હસતે મ્હોડે દરવાજા આગળ આવીને કહેતો, "હવે માંહે આવો; હમણાં મારે ચાલે એટલી વાત અમે કરી લીધી છે." શમૂએલનો શાસ્ત્ર ઉપર બહુજ પ્રેમ હતો, અને તે પોતે ધીમેથી તેનાથી બની શકે તેવી રીતે તે વાંચતો એટલુંજ નહિ, પણ જે કોઇ તેની ઓરડીમાં આવતો તેની પાસે એકેક અધ્યાય વંચાવીને પોતે તે સાંભળતો હતો. એક દિવસ તો એક અખ્રીસ્તી માણસ તેને ત્યાં આવ્યો; તે માણસે અધ્યાય વાંચવાની ના પાડી અને કહ્યું, "હું બાઇ-બલ માનતો નથી." શમૂએલે કહ્યું, "શું તમે પવિત્ર શાસ્ત્ર માનતા નથી? તમારો બાપ બોલે તો તમે તે માનતા નથી? તમારો ભાઇ બોલે તો તમે તેનું માનતા નથી? સૂર્ય પ્રકાશ આપે છે એ તમે માનતા નથી

શું ? ઇશ્વર તમારો બાપ, પ્રભુ ઇસુ તમારો ભાઇ અને પવિત્ર આત્મા તમારો સૂર્ય છે. ચાલો, હું તમારે માટે પ્રાર્થના કરૂં." તે પ્રમાણે શમૂએલે પ્રાર્થના કરી, અને તે જુવાન માણસ તારણ પામ્યો. દરેક અઠવાડીએ શમૂએલ એક દિવસનો ઉપવાસ કરતો. ગુરૂવારે સાંજથી માંડીને શનિવારની સવાર સુધી તે એક કોળીઓ પણ ખાતો નહિ કે પાણીનું એક ટીપું સુદ્ધાં જીભ પર મૂકતો નહિ, છતાં તેનું કામ તે એવું નિયમિત રીતે કરતો અને તે એટલો બધો આનંદિત રહેતો કે તે ઉપવાસી છે એવું તેની સાથે જમવા બેસનારાઓ સિવાય બીજું કોઇ જાણી શકતું નહિ.

આ દેશથી તેને બહુ સંતોષ થતો અને આપણી ખ્રીસ્તી સંસ્કૃતિની તે ઉંચી કદર બુઝતો. કેટલી બધી વખત તે પોતાના દેશ તથા અમેરિકાની ભૂમિનો ભેદ બતાવતો. એક દિવસને ઉપકારસ્તુતિના પર્વ તરીકે અમે પાળ્યો હતો, અને હમેશના રિવાજ પ્રમાણે તે દિવસે શેકેલી ટર્કીનું ભોજન થયું હતું. તે સાંજે મેં તેને પૂછ્યું, કે "શમૂએલ, તને કયો દેશ ગમે છે?" અને એક ક્ષણના પણ વિલંબ વગર તે બોલી ઉઠ્યો અને હસતાં હસતાં મને પૂછ્યું, "મિ. રીડ, કયું સારૂં છે, શેકેલી ટર્કી કે કાચો વાંદરો ?" મેં કહ્યું, "કેમ શમૂએલ, તેં વાંદરાં તો નહિ ખાધાં હોય ?" તેણે જવાબ દીધો, "હા જી, મેં ઘણાંએ વાંદરાં ખાધાં છે, અને તે વળી કાચાં ને કાચાં."

જો કે તે આ દેશને આટલો બધો ચહાતો હતો તો પણ પોતાનો અભ્યાસ જેમ બને તેમ ઉતાવળે પૂરો કરીને તેના પોતાના દેશમાં જઇને ઉપદેશ કરવાને તેનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો. તે કહેતો, "હું પાછો જઇને મારી જાતનાં છોકરાંઓમાં મારો બધો વખત ગાળીશ; હું તેમને મારી આસપાસ ગોળ કુંડાળામાં રેતી પર બેસાડીશ અને તેમને પ્રભુ ઇસુ સંબંધી કહીશ." પરંતુ હાય, આ આનંદનું સ્વપ્ન ખરૂં પડવાનું ન હતું. આ વાત ખરી છે કે તે તેના લોકોને શિખવવાનો હતો પણ તે માત્ર બીજાઓની મારફતે; એટલે જે માણસો તેના જીવન તથા તેની અસરથી દોરાઇને જે કામ તેના આત્માને એટલું બધું પ્રિય હતું, તે ઉપાડી લેનારા હતા તેઓ વડેજ. બરાબર લાગુ પડતાં ઉદાહરણો આપવાની તેની હોશિયારી ખરેખર ચમત્કારિક હતી. એક દિવસે વિદ્યાર્થીઓની પ્રાર્થના-

સભામાં તે ઉભો થયો અને બોલ્યો, "રોટલી એક ચીજ છે, અને પત્થર બીજી ચીજ છે. એક વખતે મેં એક પત્થર જોયો. તેમાં સોનું હતું, અને એક પીપ લોટની કિંમત ઉપજે તે કરતાં તેની કિંમત વધારે હતી, એવું પણ મને કોઇએ કહ્યું; પરંતુ જો હું ભૂખ્યોજ હોઉં તો મારાથી તે પત્થર તો ખવાયજ નહિ, પણ ખાવાને માટે તો રોટલીજ જોઇએ; એજ પ્રમાણે મારો આત્મા ખ્રિસ્ત સિવાય એટલે જીવનની રોટલી સિવાય બીજા કશાથી સંતોષ પામતો નથી."

તેણે એક બીજું સચોટ અને અસરકારક ઉદાહરણ વાપર્યું હતું, અને તેજ વખતે મેં તે અમારા મિશનના એક પત્રમાં છાપ્યું હતું; તે નીચે પ્રમાણે છે:—

"ધાર્મિક જીવન જીવવાની પદ્ધતિ કંઇક ખોરાક ખાવાની પદ્ધતિને મળતી છે. ગળ્યું ખાવાનું હોય તો તમને બહુ ભાવે છે; પણ ગળ્યું ન હોય તો તમને એટલું બધું ભાવતું નથી. પરંતુ જો તમારે મજબુત અને તંદુરસ્ત થવુંજ હોય તો ગળ્યો અને ગળ્યો ન હોય તેવો બધોજ ખોરાક વાપરવો જોઇએ. એજ પ્રમાણે ધર્મમાંએ આનંદ અને સંકટો હોય છે; તમે આનંદ ચાહો છો, પણ સંકટમાંથી નીકળી જવા માગો છો, પરંતુ યાદ રાખવું જોઇએ કે મજબુત અને તંદુરસ્ત ખ્રિસ્તી થવા સારૂ તમારે આનંદ તથા સંકટો રાજીખુશીથી સહન કરવાંજ જોઈએ." અમારી યુનિવર્સિટીનો કોઇ પણ વિદ્યાર્થી શમૂએલ મોરિસ જેટલો વિખ્યાત થયો નથી. જે જે તેના પરિચયમાં આવ્યા તે સર્વ ઈશ્વર પરના તેના ઉચ્ચ પણ સાદા વિશ્વાસથી આશ્ચર્યચકિત થતા, અને તેની સ્વાર્પણની વાતો સાંભળીને પીગળી જતા, અને તેઓ બીજાઓને તે કહી સંભળાવતા. આવી રીતે તે દૂરદૂરના ભાગોમાં પણ જાણીતો થયો. વારંવાર તેના સંબંધની પૂછપરછના કાગળો અમને મળતા, અને અમારી મારફતે તેના પર પુષ્કળ ઉત્તેજનદાયક સંદેશા પહોંચાડવામાં આવતા. ઘણાઓએ તો તેની છબીની માગણી કરી, છતાં તેણે પુષ્કળ આનાકાની કરી. તે એમ કહેતો, કે 'મારી છબી તો બહુજ બેડોળ છે,' અને એક વખત તો તે એમ બોલી ઉઠયો, 'અરે, જો હું તેમના પર ઇસુની છબી મોકલી શકું તો કેવું સારૂં!' પણ આખરે હું તેની છબી પડાવી શકયો."

ઇ. સ. ૧૮૯૩ના ઠંડા અને લાંબા શીઆળામાં તે આફ્રિકન એમ. ઇ. અને બેરી સ્ટ્રીટ એમ. ઇ. મંડળી કે જ્યાંનો તે સભાસદ હતો તે બન્ને જગાઓની ધર્મજાગૃતિની સભાઓમાં નિયમિત રીતે હાજર રહેતો હતો. એ સભાઓમાંથી તે ગેરહાજર રહે એટલી અંધકારમય, ટાઢવાળી કે તોફાનવાળી કોઇ રાત તેને લાગી નહિ. તેનું કાળું પ્રમાણિક મ્હોં આશીર્વાદરૂપ હતું; તેનું અંતઃકરણ એટલું સરળ અને સત્યની શોધમાં એટલું બધું તલ્લીન થઇ ગયું હતું કે તે જોઇને પોતાનું બનતું કરવાને ઉપદેશકને પ્રેરણા થતી હતી. પરંતુ હાય, અમેરિકાની હવા તેને બહુ ઠંડી પડી. જે દેશમાં હિમ પડતુંજ નથી, ત્યાંનો તે વતની હોવાથી શૂન્ય નીચે ૨૦ કે ૨૫ ડીગ્રી જેટલી ઠંડી તેનાથી સહન થઇ શકી નહિ. ઇ. સ. ૧૮૯૩ ના જાન્યુઆરીમાં તેને સખત શરદી લાગુ પડી, અને જો કે તેને લીધે તેના અભ્યાસમાં કંઇ ખામી પડી નહિ, પરંતુ તેમાંથી તે સાજો થઇ શકયો નહિ. આખરે તેમાંથી તેને જલંદર લાગુ પડયો. તે ઘણો માંદો છે તે અમે જાણી શકયા તે અગાઉ ઘણા વખત ઉપર તેણે અમને કહ્યું હતું, કે "મારો તારનાર મને બોલાવે છે, અને મારે જવું જોઇએ." પોતાના લોકોમાં જઇને આતુરતાથી જે કામ કરવાની તે એટલી બધી ઉલટ રાખતો હતો તે વિષે જ્યારે હું વાત કરતો હતો ત્યારે તે એમજ કહેતો, કે "મારા કરતાં બીજાં વત્તી સારી રીતે કામ કરી શકે છે. તે કામ કંઇ મારૂં નથી, પરંતુ ખ્રિસ્તનું છે; તે પોતાના કામને સારૂ કામદારો ચુંટી કાઢશે."

તેણે તેની માંદગી ધીરજથી, હસતે મુખે સહન કરી. કોઇ પણ વખતે તે દુઃખ કે નિરાશાનો એક શબ્દ પણ બોલ્યો નથી. તેને રાત ગમે તેટલી લાંબી લાગતી તેમજ તેનો તાવ ગમે તેટલો સખત રહેતો તો પણ હમેશાં પ્રભુ ઇસુ તેની પાસે નીચે ઉતરી આવીને રહેવા માટે તેમનો આભાર માનતો હતો. એક વખતે મેં તેને પૂછ્યું, કે "તને મરણનો ડર લાગતો નથી શું?" તે ખડખડ હસ્યો અને બોલ્યો, "ઓ મિ. રિડ, નહિ; કેમકે જ્યારથી ખ્રિસ્ત મને મળ્યા છે ત્યારથી મરણ તો મારો મિત્ર થયું છે." આવી રીતે પોતાના જે શિક્ષકોને તે બહુ ચાહતો હતો તેમને જાણે મળવા જતો હોય તેમ શાંત રીતે મરણને ભેટીને ઇ. સ. ૧૮૯૩ માં તે પ્રભુ ઇસુની પાસે ગયો. "તે ઇશ્વરની સંગાતે ચાલ્યો અને તે જડયો નહિ,

કેમકે પ્રભુએ તેને લઇ લીધો." આમ આ અદ્દભુત જીવન સમાપ્ત થયું. હજારો માણસોને તેના મરણને લીધે દુ:ખ થયું, કેમકે તેને અમે ચહાતા હતા, અને જે જીવન ભવિષ્યમાં એટલું બધું દીપી નીકળવાનું હતું તેને ઇશ્વરે આટલી ટુંક મુદ્દતમાં કાપી નાખ્યું તેને લીધે ઘણા તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. તેની તથા અમારી ધારણાઓ એક પળમાં હતી ન હતી થઇ ગઇ. પરંતુ ઇશ્વરના માર્ગો આપણા માર્ગો કરતાં સારા અને ઉચ્ચ છે. શમૂએલ બેરી સ્ટ્રીટ ચર્ચનો સભાસદ હતો; ત્યાં તેની દફનક્રિયાની સભા થઇ. મારા આખા જીવનમાં મેં આથી મોટી, આથી ગંભીર અને આથી વધારે સહલાગણીવાળી સભા ફ્રોર્ટ વેનમાં જોઇ નથી. દેવળના સિંહાસનથી માંડીને રસ્તાં સુધી સઘળું ચિકાર ભરાઇ ગયું હતું, સેંકડો માણસો સભા પૂરી થતાં સુધી બહાર રસ્તા ઉપર ઉભાં રહ્યાં હતાં. અને કઠણ હ્રદયનાં માનવી પણ તે દિવસે નરમ થયાં, અને જેઓને સહેલથી રડવું આવે નહિ તેવા પણ તે દિવસે રડયા. આમ કેમ? તે તો ફક્ત એક ગરીબ આફ્રિકન છોકરો હતો! એ ખરી વાત, પણ ઘણાને એમજ લાગ્યું કે આ છોકરાની મારફતે જે વિશ્વાસ, સ્વાર્પણ અને ઇશ્વરની ઉદ્ધારક કૃપા તેઓએ જાણ્યાં તથા જોયાં તેવાં બીજા કોઇની મારફતે તેઓ જાણી કે જોઇ શકેલાં નહિ. તેને ઇશ્વરે આશીર્વાદોથી ભરપૂર કર્યો હતો, અને તેનાથી ઘણાંને આશીર્વાદ મળ્યા હતા. આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસાવતાં વરસાવતાં અમે તેને કબરમાં મૂકયો, પણ અમને પૂરી ખાતરી છે, કે તેનો શુદ્ધ આત્મા તેના રાજાના દરબારમાં ગયો છે.

આપણી વહાલી બેન સ્ટીમને તેની કબર ઉપર એક યોગ્ય સ્મારકસ્તંભ કરાવ્યો છે. ફ્રોર્ટ વેનના આખા આ વિશાળ કબરસ્તાનમાંથી બીજી કોઇ કબરની મુલાકાતે આટલા બધા લોકો આવતા નથી, અને બીજી કોઇ કબર પર આથી અધિક આંસુ પણ ઢોળાતાં નથી. એનું કંઇ કારણ? કારણ એજ કે પવિત્ર આત્મા તેના પર વાસો કરતો હતો, અને દરેક જણને એમજ લાગતું કે ઇશ્વરે તેના ઉપર દશ્ય મહેર કરી હતી.

આ વાર્તા એક વાર પ્રગટ થઇ ગયા પછી શમૂએલના જીવનને લગતી બે વાતો મને યાદ આવી છે, અને તે જળવાઇ રહેવા યોગ્ય છે. વળી શમૂએલના સાથી વિદ્યાર્થીઓ તરફથી પણ મને બે પત્રો મળ્યા છે, તે

પણ આમાં ઉમેરૂં છું. પહેલી વાત કોલેજનાં મકાનોમાં શમૂએલને જે કોટડી આપવામાં આવી તેને લગતી છે. કોલેજ ઉઘડતી વખતે મેં શમૂએલને મારી ઓફિસમાં બોલાવ્યો અને કહ્યું, "હું તને કઇ ઓરડી આપું?" તેણે જવાબ દીધો, "ઓ મિ. રીડ, મારે માટે તો હરકોઇ ઓરડી ચાલશે. બીજાને ન ગમતી હોય એવી જો કોઇ કોટડી હોય તો તે મને આપો." મેં મારૂં મ્હોં ફેરવી દીધું, કેમકે તેના એ ઉત્તરને લીધે મારી આંખોમાં આંસું ભરાઇ આવ્યાં. અને મેં મારા મનને પૂછ્યું, કે બીજાંને જે ગમતું ન હોય એવું લેવા હું પોતે રાજી છું કે? શિક્ષક તરીકેના મારા અનુભવમાં લગભગ એક હજાર વિદ્યાર્થીઓને મેં કોટડી આપી હશે. તેમાંનાં ઘણાં તો ઉમદા ખ્રિસ્તી બાનુઓ અને સદ્‌ગૃહસ્થો હતાં, પરંતુ એ બધાંમાં "જે ઓરડી બીજાંને ન ગમતી હોય તે મને આપો" એવું કહેનાર તો માત્ર શમૂએલ મોરિસજ હતો.

બીજો દાખલો એથીએ વધારે આકર્ષક છે, કેમકે એથી શમૂએલ આફ્રિકામાં હતો ત્યારે પણ તે એક ખરો, આત્માને ફેરવી લાવનાર, હતો તે દેખાઇ આવે છે. એક દિવસ તે મારી પાસે આવ્યો અને કહ્યું, "મિ. રીડ, હું શાળા મૂકી દઇને કામ કરવા જાઉં?" મેં કહ્યું, "કેમ શમૂએલ, એમ કેમ બોલે છે, તને આ શાળા ગમતી નથી કે શું?" તેણે કહ્યું, "નહિ, મિ. રીડ, એમ તો નથી, કેમકે આ શાળા મને બહુ ગમે છે, પરંતુ હું કામ પર જઇને પૈસા એકઠા કરીને હેનરી ઓ. નીલને આ દેશમાં લાવવા ચાહું છું." મેં પૂછ્યું, "આ હેનરી ઓ. નીલ કોણ છે?" શમૂએલે કહ્યું, "અરે, તે ખ્રિસ્તમાં મારો ભાઇ છે. હું આફ્રિકામાં હતો ત્યારે મેં તેને ખ્રિસ્ત પાસે દોરી આણ્યો હતો. તે સારો છોકરો છે, તે મારા કરતાં વધારે સારો છે; તે ઇશ્વરની સંઘાતે ચાલે છે. તે અહીં આવીને શિક્ષણ લે એવું હું ઇચ્છું છું." મેં કહ્યું, "ઠીક, શમૂએલ, જો તેને અમેરિકા આવવાનું હશે તો ઇશ્વર તેને સારૂ માર્ગ મોકળો કરશે. તું તારા બાપની સાથે તે વિષે વાત કર." તરતજ તે તેની ઓરડીમાં પ્રાર્થના કરવા ગયો. તેજ સાંજે મેં ઇલીનોઇનાં ડ્રેક મડમ સાહેબ ઉપર એક કાગળ લખ્યો. તેમનો ભલો ધણી મરણ પામ્યો ત્યાં સુધી તે બે જણાં આફ્રિકામાં મિશનેરી તરીકે કામ કરતાં હતાં. હેનરી ઓ. નીલ તેમના હાથ નીચે કામદાર

હતો, અને હેનરી એ. નીલને આ દેશમાં લાવવા સારૂ કંઇ કરી શકાય કે નહિ તે વિષે મેં તે બાઇને પૂછ્યું. બીજે દિવસે સવારના શમૂએલ મારી પાસે આનંદથી ઉભરાતા મ્હોએ આવ્યો. તેણે કહ્યું, "મિ. રીડ, આજ સવારે હું બહુ ખુશી છું. મારા બાપાએ મને એમ કહ્યું, કે હેનરી એ. નીલ આ દેશમાં આવશે." આ પછી થોડા દિવસ બાદ મને ડ્રેક મડમ સાહેબ તરફથી એક કાગળ મળ્યો, જેમાં તેમણે લખ્યું હતું કે હેનરીને અમેરિકા મોકલવા સારૂ બધી તૈયારી થઇ ચૂકી છે. થોડાજ મહિનામાં તે આવ્યો. તેણે સેઇન્ટ લુઇનાં મિસ એબ્રામ્સના હાથ નીચે થોડો અભ્યાસ કર્યો, એક વર્ષ સુધી બીજી એક જગાએ શિક્ષણ લીધું, અને પછી આફ્રિકામાં તેના લોકો મધ્યે કામ કરવા સારૂ તે પાછો ગયો. શમૂએલ મોરિસના વિશ્વાસનાં ફળો પૈકી તેનો નંબર પહેલો છે.

મારા ઓળખીતાઓના સમૂહમાં, વોરસો, ઇન્ડીઆનામાંની ભાઇઓની મંડળીના પાળક રેવ. સી. એફ. ચોડર છે, અને આ ભાઇ તો એક સંપૂર્ણ સ્વાર્પણ થએલા જુવાન માણસ છે. પ્રભુ ખ્રિસ્તની ગમ આત્માઓને દોરી લાવવામાં તથા મંડળીઓ બાંધવામાં તે બહુજ ફતેહમંદ છે. શમૂએલ મોરિસના સમયમાં તે પણ ટેલર યુનિવર્સિટીમાં એક વિદ્યાર્થી હતા, અને તેમણે મને નીચેનો પત્ર લખી મોકલ્યો છે:—

"શમૂએલ મોરિસના જીવનવૃતાંતમાં કંઇક પરાક્રમ રહેલું છે, ને તે અંતઃકરણોને નરમ કરી શકે છે, માટે દરેક જણ તે પુસ્તક ખરીદે એવી હું ભલામણ કરૂં છું. ભાષણોથી ભરેલા ગ્રંથો કરતાં તે સારૂં છે. આ પુસ્તકમાં શમૂએલ વિષે જે જે કહેવામાં આવ્યું છે તે બધું અને તે કરતાંએ વધારે તેનામાં હતું, એવી સાક્ષી હું બહુ ખુશીથી આપું છું. ધર્મ એ કંઇક ખરી વસ્તુ છે એ પ્રથમ તેણેજ મને બતાવી આપ્યું. હું કેટલાએક બનાવો આ સાથે લખી મોકલું છું, અને તે વાપરવાની તમને સંપૂર્ણ છૂટ છે. શમૂએલ તથા હું ગાઢ મિત્રો હતા. ઘણી વખતે અમે બન્ને રેલગાડીની સડકે સાથે સાથે ફરવા જતા હતા, અને શમૂએલ મને સવાલો પૂછતો અને તેના ભવિષ્યના કાર્યક્રમ વિષે વાત કરતાં ઘણી વખત તે કહેતો, 'જ્યારે હું આફ્રિકામાં પાછો જઇશ, ત્યારે હું છોકરાંને મારી આસપાસ બેસાડીશ અને તેઓ રેતીમાં બેસશે. તેઓ મને બાપ કહીને

બોલાવશે, પણ હું તેની કંઇ તથા કરીશ નહિ. હું તેમને પ્રભુ ઇસુ સંબંધી શિખવીશ અને થોડાજ વખત બાદ તેમાંનાં ઘણાં આજુબાજુનાં ઝાડવાંઓને ઓથે જશે. તેઓ શા માટે જાય છે તે હું તો જાણી જઇશ (એટલે પ્રાર્થના કરવા જશે), અને જ્યારે તેઓ પાછાં ફરશે ત્યારે કેટલાં બધાં આનંદિત હશે.' વાત કરતાં 'મારા બાપે મને આ કે તે કામ કરવાનું કહ્યું છે' એમ તે હમેશ બોલતો, જાણે કે કોઇ જીવતા (દેહધારી) માણસે તેને એમ કહ્યું હોય. પણ તેના સંબંધમાં તો ખરેખર એમ બનતું નહોતું શું?

"તેની માંદગીની શરૂઆતમાં હું તેને મળવા ગયો ત્યારે તેણે કહ્યું, 'હું આ સમજી શકતો નથી. ગયા શીઆળામાં જ્યારે મારા કાન દરી ગયા ત્યારે મેં બાપની સાથે તે સંબંધી વાત કરી અને મારૂં કાનનું દુઃખ એકદમ મટી ગયું; પણ હમણાં હું સાજો થઇ શકતો નથી. આમ કેમ બને છે તે હું સમજી શકતો નથી.' પણ તેના મરણને દિવસે યુનિવર્સિટીનો મિ. શેફર નામનો એક વિદ્યાર્થી તથા હું તેને મળવા ગયા અને તેની સાથે પ્રાર્થના કરી ત્યારે તે બહુજ આનંદિત દેખાતો હતો. તેણે કહ્યું, 'અરે, હું કેટલો બધો ખુશી છું; હવે હું સમજાું છું; મેં દૂતોને જોયા છે અને તેઓ થોડીવારમાં મને લેવા આવશે.' અને તે બપોર પછી તેઓ આવ્યા. રાતને વખતે તેના શબની પેટી સાચવવા સારૂ હું તથા મિ. શેફર રહ્યા હતા. તે ઓરડીમાં ધીમે પગલે આમતેમ ચાલતાં ચાલતાં અમે એકબીજાને પૂછતા હતા, કે 'આ પવિત્ર જીવન આટલું બધું ટુંકું શા માટે કરી નંખાયું હશે?' મિ. શેફરે કહ્યું, 'કેટલાંએક ફૂલો એટલાં બધાં સુંદર હોય છે કે તેઓ આ પૃથ્વી પર ખીલી શકતાં નથી.' પણ પરિણામ ઉપરથી એવું માલમ પડયું છે, કે આ માણસ મરણ પામ્યો અને દટાયો, એ સારૂ કે તે એકલો રહે નહિ પણ ઘણાં ફળ ઉપજાવે. જો કોઇ પણ જાતનો શક રાખ્યા વગર પૂરો ભરોસો માણસ રાખે તો ઇશ્વરપિતાને નામે હજુ પણ ચમત્કારિક બનાવો બને છે. અને એવો વિશ્વાસ અમલમાં મૂકવા માટે શમૂએલની સાદી વાર્તા પ્રેરણારૂપ છે."

ટેલર યુનિવર્સિટીમાં શમૂએલ મોરિસ સાથે રેવ. એસ. એફ. બીડરવેલ અને તેની ધાર્મિક સ્ત્રી અભ્યાસ કરતાં હતાં. આ જોડું બહુજ ઉમદા

અને પ્રભુની બીક રાખનાર છે. શમૂએલનો પાઠ લેવાતો હોય ત્યારે ઘણીવાર મિસિસ બીડરવેલ તે સાંભળતાં હતાં, અને તેઓ બન્ને તેને બહુ ચહાતાં હતાં. ઈ. સ. ૧૮૯૬માં મિ. બીડરવેલ રોલા ગામમાં ઉપદેશ કરવા ગયા હતા. ત્યાંથી તે બાઇએ મારા પર નીચે પ્રમાણે લખ્યું :—

"વહાલા ડો. રીડ,

તમે 'શમૂએલ મોરિસના જીવનવૃત્તાંત'ની નવી આવૃત્તિ બહાર પાડવાના છો એ જાણીને મિ. બીડરવેલ તથા હું બહુજ ખુશી થયાં છીએ. પણ પુસ્તકનું કદ આટલું નાનું જોઇને મને બહુ દિલગીરી લાગે છે, કેમકે જનસમૂહને જણાવવા જેવા તેના જીવનના કિંમતી બનાવો ઘણા છે. શમૂએલ મોરિસમાં કેટલો વિશ્વાસ તથા કેટલી પવિત્રતા હતાં તે અમે જાણીએ છીએ. માટે અમારા જેવાં તો પુસ્તકના સંબંધમાં શેબાની રાણીની પેઠે કહી શકીએ છીએ, કે એમાં 'મને અડધુંએ કહેવામાં આવ્યું નહોતું.' આ કાળા છોકરાની અસરને લીધે વધારે પ્રમાણમાં અમારાં જીવન ઇશ્વરને અર્પણ કરવા માટે ઘણી વખતે મને તથા મિ. બીડરવેલને ઉત્તેજન મળ્યું છે. નિ:સંદેહ ટેલર યુનિવર્સિટીના તેના બધા સાથી વિદ્યાર્થીઓ માટે તે જાણે કે એક મિશનેરી હતો. જ્યારે જ્યારે સાંજે તે અમારે ઘેર આવતો ત્યારે ત્યારે હમેશાં ઘેરથી જવા અગાઉ તે કૌટુંબિક પ્રાર્થનાની માગણી કરતો હતો, અને તે ઘણું કરીને મિ. બીડરવેલને યોહાનનો ૧૪મો અધ્યાય વાંચવાનું કહેતો. કોઇ કોઇ વખતે 'જુઓ, વરરાજા આવે છે' એ તેનું પ્રિય ગીત તેની સાથે અમે ગાઇએ એવી તે અમને વિનંતી કરતો હતો.

"એક વખત તમારી ઓફિસમાં હું શમૂએલ મોરિસ તથા જીમી થોમ્પસનને વ્યાકરણ શિખવતી હતી તે તમને યાદ તો હશે. 'આકાશ' શબ્દનું પદચ્છેદ કરતાં શમૂએલે કહ્યું, કે તે સંજ્ઞાવાચક નામ છે, અને ખુલાસા તરીકે એવું જણાવ્યું કે આકાશ તો એકજ છે. ગણિતનો કોઇ અઘરો દાખલો કરતી વખતે 'પ્રભુ, સહાય કર' એવું ધીમા, પણ સાંભળી શકાય એવા, અવાજથી બોલતાં મેં તેને ઘણી વખતે જોયો છે.

"સોમવારની એક સવારે તે મારી પાસે આવીને કહેવા લાગ્યો, કે 'મિસિસ બીડરવેલ, ગઇ કાલે સવારે મારા લોકોની મંડળીમાં મેં બોધ

કર્યો.' મેં કહ્યું, 'ખરી વાત?' તેણે કહ્યું, 'હા, ઉપદેશક સિંહાસન ઉપર ચઢેલા અને બોધ કરવાની તૈયારીમાં હતા, એટલામાં મેં તેમની પાસે જઈને કહ્યું, કે મહેરબાની કરીને તમારે બદલે મને બોધ કરવાની રજા આપશો? ઉપદેશકે મને પૂછ્યું, 'શું તમે બોધ તૈયાર કરી રાખ્યો છે?' મેં કહ્યું, 'ના જી, પણ મારી બોધ કરવાની ઇચ્છા છે. આખરે તેમણે મને રજા આપી, અને ખરેખર લોકોને બહુ આનંદ થયો.'

"એક દિવસ શમૂએલ હસતો હસતો મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો, "હું સ્વર્ગમાં જઈશ ત્યારે તમારા કરતાં કે ડૉ. સ્ટીમન અથવા મિસ હસ્ટેડ કરતાં મારા શિક્ષકોને સ્વર્ગમાં હું વધારે ચાહીશ એમ તો હું નથી ધારતો. પરંતુ એટલું તો સિદ્ધ છે કે હું ત્યાં વધારે ઝડપથી શીખીશ, ત્યાં હું આટલો બધો ઠોઠ નહિ હોઉં"." ઓ શમૂએલ, તું એવા એવા પાઠો શીખ્યો છે કે જેમાંનું અમે કશુંએ જાણતાં નથી. તેં તો રાજાને તેના વૈભવમાં જોએલો છે, તેમજ જે નદીના નિર્મળ પાણીને લીધે દેવ-નગર હરખાય છે તે નદીનું નીર તેં પીધેલું છે.

શમૂએલના મરણ પછીના ગુરૂવારની સાંજે, અમારા નિયમ પ્રમાણે વિદ્યાર્થીઓ પ્રાર્થનાસભામાં એકઠા થયા, અને આ ધાર્મિક છોકરાના જીવન મારફતે જે આશીર્વાદ મળ્યા હતા અને જે બોધ તેઓ શીખ્યા હતા તે વિષે હાજર રહેલ દરેક જણ બોલવા લાગ્યું. આખરે સભા ખલાસ થવાને વખતે એક જુવાન માણસ બહુજ તીવ્ર લાગણી સહિત ઉઠયો અને કહ્યું, "આ પળે મને મારૂં અંતઃકરણ કહે છે કે તારે આફ્રિકામાં જઈને શમૂએલને બદલે કામ કરવું જોઈએ, અને હું એવી પ્રાર્થના કરૂં છું કે જેમ તેના કામનો બોજો મારે શિરે આવી પડયો છે તેમ તેના વિશ્વાસનો ઝભ્ભો પણ મારા ઉપર પડે." તેના બેઠા પહેલાં તો એક બીજો, અને પછી એક ત્રીજો, એમ ત્રણ જણે ઉભા થઈને એવીજ વાત કહી. આમ એકને બદલે ત્રણ જણ તે ઘડીથી આફ્રિકા જવાને તૈયારી કરવા લાગ્યા. "તે મુએલો છતાં હજી બોલે છે." તેના લોકને સુવાર્તા પ્રગટ કરવા આફ્રિકા જવા માટે બાહોશ અને અર્પિત થએલાં ઘણાં જુવાન પુરૂષો તથા સ્ત્રીઓને જાગૃત કરવા માટે અને પ્રભુ ઇસુની પાસે આત્માઓને ફેરવી લાવી શકે તેવો વિશ્વાસ તેઓમાં ઉત્પન્ન કરવા માટે શમૂએલ અમે-

રિકા આવ્યો હતો. વળી તેનું એક બીજું કામ હતું, એટલે અમેરિકામાં કે પરદેશમાં મિશનકામને માટે તેડાએલા ગરીબ વિદ્યાર્થી માટે જે ફંડ ઉભું થયું તે સ્થાપવાને ઇશ્વરના હાથમાં તે સાધનરૂપ થયો; અને જ્યાં સુધી ટેલર યુનિવર્સિટી રહેશે ત્યાં સુધી તે ફંડ રહેશે, અને તેનું કામ પણ વધતું અને વિસ્તાર પામતું જશે.

શમૂએલ મોરિસ ટેલર યુનિવર્સિટીનું બદલાણ કરવા સારૂ ઇશ્વરથી મોકલાએલો દિવ્ય દૂત હતો. તે એમ માનતો હતો કે આ જગતમાં મારા પોતાના કામની તૈયારી કરવા સારૂ હું અમેરિકા આવ્યો છું—પરંતુ ખરી રીતે તો જગતમાં ટેલર યુનિવર્સિટીને જે કામ કરવાનું હતું તેને સારૂ તે સંસ્થાને તૈયાર કરવા તે અમેરિકા આવ્યો હતો. તેનો સંદેશો સાંભળવા તે તૈયાર હતી અને તે સંદેશાને લીધે તેમાં એક નવુંજ આત્મિક વાતાવરણ પેદા થયું. જગતની જરૂરીઆતોનું તેને ભાન થયું. ત્યાર પછી તે સ્થાનિક કે એકજ દેશને સારૂ કામ કરનાર ન રહી, પણ આખા જગતને સારૂ. જાણે કે શમૂએલ તો "આવીને અમને સહાય કર" એવી હાંક મારનાર મકદોનિયાનો માણસ હતો, અને સુવાર્તાપ્રસાર કરવાનો બળવાન ભાવ તે સંસ્થામાં પેદા થયો. ત્યાર પછી જગતના છેડા સુધી ટેલર યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ ગયા છે.

શમૂએલ મોરિસના આ લઘુ જીવનવૃત્તાંતથી હજારો માણસોને આત્મિક આશીર્વાદો મળ્યા છે, અને મળતા રહેશે.

સમાપ્ત